સ્વ. કાશી સ્મારક ગ્રંથમાળા
યોજના ૧ વર્ષ ૧ પુસ્તક ૨ ઈ. સ. ૧૯૨૮

# લોહાણા વીરોની વાતો

ભાગ ૧ લો

## અને હિન્દી લશ્કરનો ઈતિહાસ

રા. રા. માવજી ગોવિંદજી શેઠના
પુસ્તક પરિચય સાથે

લેખક અને પ્રકાશક
જદુરાય ડી. ખંધડીઆ
જન્માષ્ટમી બીલ્ડીંગ
ખેતવાડી, મેઈન રોડ
મુંબઇ નં. ૪

આવૃતિ પહેલી પ્રત ૧૦૦૦
મૂલ્ય સવા રૂપિયો

કૉપીરાઈટ-સંગ્રહ ૧૩૯૭૮

# શ્રી લોહાણાજ્ઞાતિનું જાતીય ગીત



( નોંધ; મને આશા છે કે લોહાણા જ્ઞાતિના યુવકો આ ગીત પ્રાતઃસ્મરણીય ગણીને અપનાવી લેશે. કર્તા. )

રાગ ભૈરવ–તાલ દાદરો :

[ જગ મુજ વ્હાલા બાળ........એ રાહ ]

સૂર્યના સંતાન અમે, રઘુવંશી લોહાણા
શુર સિંહ સમાન અમે રઘુવંશી લોહાણા
આદિ પુરૂષ રામસુત લવનૉ લોહારાણા...સૂર્યનાં ૧

જનની અને જન્મભૂમિ સ્વર્ગથીયે ગરિયસી
સરસ્વતીને તીર એવી માતૃભૂમિ જઈ વસી...સૂર્યનાં ૨

**આર્ય ક્ષત્રિય** રોમરોમ, હાક બોલે ભોમભોમ
અંગ અંગ અમારે વહે, પંચનદનૉ જલજોમ...સૂર્યનાં ૩

પૂજે દેવ દરીયાલાલ, પંજાબની સમર્થ પ્રજા
કમલપત્ર બદલ શીશકમલ દઈ કરે પૂજા...સૂર્યનાં ૪

તન, મન, ધન, રાજકાજ, વેશ, વતન, જીવન લાજ
પ્રેમ, પ્રાણ સર્વ દીધાં, લીધાં ભેખ વટ કાજ...સૂર્યનાં ૫

પિતા એક પ્રભુ એક, રઘુવીરનાં વચન એક
વીર વટ વ્રતધારીઓના, અચલ અડગ એક ટેક...સૂર્યનાં ૬

જે લોહ–જીવન જીવી જાણ્યા મર્દ મોત મરી માણ્યા
નામ રહંતા ઠાકરા, એવા એક અમે **લોહાણા**...સૂર્યનાં ૭

( કર્તા : **જ. દુ. ખં.** )

મારા તીર્થરૂપ શિરછત્ર પિતા



ડા. દુર્લભજી વિઠ્ઠલદાસ ખંધડીઆ

[ હાલ વાનપ્રસ્થ ]

જેમણે મને જન્મ આપ્યો, મારૂં જીવન ઘડ્યું,

જીવનમાં વીરરસ પ્રેર્યો

જેમના ઉપકારોનું ઋણ કોઈ રીતે વળે તેમ નથી

તે વ્હાલા પિતાને દંડવત્ પ્રમાણ સાથે અર્પણ.

આજ્ઞાંકિત

**જ. દુ. ખંધડીઆ**

# પરિચય

**ભાઈ** જદુરાયે વીરક્ષેત્રમાં ખેતી આદરી છે. તેની વધામણી લોહાણા જ્ઞાતિને આપતાં મારૂં હૈયું ગજગજ કુદે છે.

**લોહાણાઓ** પ્રાચીન સમયમાં ક્ષત્રિયો હતા. મધ્યકાલમાં રજપુત હતા, અને અર્વાચીન સમયમાં મોટે ભાગે વૈશ્ય બની ગયા છે. છતાં કચ્છ કાઠિયાવાડમાં ઘણા જ્ઞાતિબંધુઓને ઘેર મેં હથિયાર જોયાં છે અને અર્વાચીન લોહાણાવીરોની કથાઓ હર્ષભેર અનેક સ્થળે સાંભળી છે. કચ્છમાં તો તલવાર બાંધી ફરનારા લોહાણાઓ આજે પણ જોવામાં આવે **છે.**

**આજે** યુગ બદલાય છે, નવયુગનાં નગારાં વાગી રહ્યાં છે, તેવે સમયે ભાઇ જદુરાય જેવા ઉત્સાહી યુવકબંધુને એ નવયુગના દુંદુભિ નાદથી નવી પ્રેરણા મળે અને તે પ્રેરણાનું મુર્તિમંત સ્વરૂપ જ્ઞાતિબાળકોને ચરણે ધરે તે પ્રસંગે મારા જેવાને હૃદયે જ્ઞાતિના ઉજ્જવળ ભાવિની આશાઓ બંધાય અને લોહાણા બાલ-વીરો અને વીરાંગનાઓ એ પ્રેરણા ઝીલે અને એ નવવીરત્વના ક્ષેત્રમાં ભારતના પુણ્યશાલી ભાવિને અર્થે પોતાના વીરત્વની અંજલિ અર્પે તેવી પ્રાર્થના છે.

**ભાઇ** જદુરાયનાં આમંત્રણ એ ભાવિને અર્થે વર્તમાનકાળનાં છે. વૃદ્ધોએ બની શક્યું એટલું કર્યું છે. લોહાણા યુવક સમાજને પોતાનું પાણી બતાવવાનું છે અને તેનું પ્રોત્સાહન આ વાર્તિકાઓમાંથી પામે એવી મારી અભ્યર્થના છે.

વૃંદાવન, શાંતાક્રુઝ
તા. ૨૩ : ૪ : ૧૯૨૮

**માવજી ગોવિંદજીના**
જય રઘુવીર સમર્થ

# કાશી સ્મારક ગ્રંથમાળાની બે અપૂર્વ યોજનાઓ

## યોજના ૧

જ્ઞાન સાથે ગમ્મત આપે તેવાં ૩૦ પુસ્તકો કુલ રૂ. ૧૬)માં

દરેક પુસ્તકના પાના ૧૫૦. હાફબાઉંડ
દરેક પુસ્તકની છુટક કીંમત રૂ. ૧।
દર વર્ષે પાંચ પુસ્તકો બ્હાર પડશે.
કુલ ૭ વર્ષમાં ૩૦ પુસ્તકો બ્હાર પડશે.

**પુસ્તકોનાં નામો વાંચો :—**

૧ બુદ્ધિનું બજાર !
૨ ૯ નવી વાતો ભાગ ૧-૨-૩
૩ દોઢ ડહાપણ સાગર !
૪ માથામાં તોફાન
૫ થોડીક મફત સલાહ
૬ મીઠી મશ્કરીઓ ભાગ ૧-૨-૩
૭ નવાઇની વાતો ભાગ ૧-૨-૩
૮ હૃદયની રસધાર
૯ ડા. સાહેબ !
૧૦ સરળ સંગીત શિક્ષક
વિગેરે ... ... ... વિગેરે

આ જાહેરખબર સાથે રૂ. ૧) દાખલ ફીનો તથા પહેલા વર્ષનું લવાજમ રૂ. ૫) મળી કુલ રૂ. ૬) મોકલવાથી આ યોજનાના ગ્રાહક થઈ શકાય છે. બદલામાં ૧લું પુસ્તક તરત મળશે. બાકીનાં ૪ પુસ્તકો હાલ છપાય છે જે વર્ષ આખરમાં મોકલવામાં આવશે.
૨ જે વર્ષે રૂ. ૪) ૩ જે વર્ષે રૂ. ૩)
૪ થે વર્ષે રૂ. ૨) ૫ મે વર્ષે રૂ. ૧)
છઠ્ઠે વર્ષે કંઈજ નહિ
પરંતુ તમને દર વર્ષે પાંચ પુસ્તકો નિયમિત મળ્યા જશે.



પહેલા વર્ષના
ત્રણ પુસ્તકો
૧. બુદ્ધિનું બજાર !
૨. ૯ નવી વાતો
૩. દેવોને ખુલ્લા પત્રો
પ્રગટ થઈ ચૂક્યાં છે.



**"બુદ્ધિના બજાર" માટે વિદ્વાનોના અભિપ્રાયો વાંચો**



દરેક પુસ્તકની છુટક નકલની
કીં. રૂ. ૧।



લેખકને ત્યાં તેમ જ બધા આબરૂદાર બુકસેલરોને ત્યાં મળશે.



હમણાંજ લખો : **જદુરાય ડી. ખંધડીઆ** લેખક અને પ્રકાશક
**કાશી સ્મારક ગ્રંથમાળા**
જન્માષ્ટમી બીલ્ડીંગ ખેતવાડી મેઇનરોડ **મુંબઇ નં. ૪**

**આ પુસ્તક લોહાણા બંધુને ઘેરઘેર હોવું જોઇએ.**

## પ્રસ્તાવના :

ક્ષત્રિય લોહાણા જ્ઞાતિમૈયાના અને " સૂર્યના સંતાન " સમા મારા જ્ઞાતિબંધુઓના ચરણકમળમાં આજે આ પુસ્તકની ભેટ ધરતાં મારા આત્મસંતોષનો પાર નથી. આશરે ૧૯૨૪માં " સ્વ. હીરાચંદ અને વકીલ સ્મારક ગ્રંથ " બ્હાર પડયો ત્યારે તેમાં મેં લોહાણા વીર વાર્તામાળાના મથાળા નીચે લોહાણા વીરોની બે વાર્તા આપેલી અને નીચે ફુટનોટમાં લખેલું કે :—

"આ માળા, આગળ ગુંથી શકાય ; અને ઇશ્વરકૃપા
હશે તો ભવિષ્યમાં મારા જ્ઞાતિબંધુઓ સમક્ષ
એવી વીરતાની વાતો હું રજુ કરીશ."

ખરેખર તે ઇશ્વરનીજ કૃપાથી આજરોજ મારૂં સ્વપ્ન સાચું પડે છે અને મારૂં આપેલું વચન પળાય છે તે જોતાં હું તે પ્રભુનો ખરેખર આભારી છું.

મારા કેટલાક વડીલો અને સ્નેહી મિત્રો મને કેટલીક બાબતમાં હઠીલો ગણે છે ! પરંતુ આવી રીતે મોઘમ આપેલું વચન–ભલેને ૪ વર્ષ પછી પણ પાળવામાં વાપરેલી શક્તિ જો હઠ ગણાતી હોય તો તે મારે મને પશ્ચાતાપ નથી થતો પરંતુ મગરૂરી થાય છે. કારણ કે તેવી હઠ દ્વારા–જે ખરી રીતે ટેક ગણાવી જોઇએ–ઉલ્ટી ક્ષત્રીયતાજ સાબીત થાય છે અને તે બતાવે છે કે લોહાણાઓ, નાના કે મોટા, " પ્રાણ જાય કે કાળ વીત્યે પણ વચન નથી જવા દેતા. " ઇશ્વર મને એવો ને એવો લોહાણો અખંડ રાખે.

મારી કલ્પનામાં એક શ્રીમંત લોહાણો, એક વિદ્વાન લોહાણો, એક ફેશનેબલ લોહાણો, એક ધાર્મિક લોહાણો, તે આદર્શ લોહાણો નથી. ભલેને તેની પાસે ખાવા ધાન ન હોય, ભલેને તેનાં કપડાં ફાટેલ હોય, ભલે તે અભણ હોય: ભલે તે લક્ષ્મીવરનું નામ લેતાં ' લપસીંદર ' બોલતો હોય પરંતુ જો તે સાહસિક અને વીર હોય તો તે મારો દેવ છે. હું એવા લોહાણા બંધુના ચરણ પૂજું છું અને પૂજવા તૈયાર છું-એટલી શરત છે કે એ વીરતા ખરેખરી આર્યોચિત, પુણ્ય પ્રકોપમાંથી ( righteous wrath ) જન્મતી હોવી જોઇએ. એટલે કે નિર્બળોના, ગાય, બ્રાહ્મણ અને અબળાઓના રક્ષણાર્થે અથવા દેશ ગામ કે પાડોશીને ખાતર તે વીરતા વપરાતી હોવી જોઇએ અને નહિ કે વાડ થઇને વેલા ગળવામાં. તે રક્ષણાત્મક હોવી જોઇએ અને નહિ કે આક્રમણાત્મક. આ રીતે પ્રસંગ આવ્યે, સાદ પડયે, હાથમાં પ્રાણ લઇને **परित्राणाय साधूनाम् विनाशाय च दुष्कृताम्** જે લોહાણો બ્હાર પડે, જાનમાલનું કે કાયદાની લટકતી તરવારનું જોખમ ખેડે તે બંધુને મારા કોટી કોટી નમન છે. એક બે નહિ પરંતુ આખી લોહાણા કોમના એકે એક બંધુને હું એવો વીર જોવાનું સ્વપ્નું સેવું છું અને મને આશા છે કે ઇશ્વરના ન્યાય પ્રમાણે સદા ' કલ્યાણનીજ ઇચ્છા રાખનાર જીવ કદી દુર્ગતિને પામતો નથી. '

મારા મતે લોહાણામાં વીરરસ રેડવો એ મારા જીવનનું ધ્યેય છે. લોહાણા જ્ઞાતિ વિષેની મારી જાહેર પ્રવૃત્તિમાં મારી મુખ્ય પ્રવૃત્તિ એજ હતી અને એજ રહેશે. મારા જીવનમાંથી મારા લોહાણા બંધુઓને હું તો એ એકજ સંદેશો આપું છું. પરિષદો ભરાઓ કે ન ભરાઓ, મંડળો હો કે ન હો, પરંતુ જે દિવસે જ્ઞાતિ વ્યકિતગત તેમજ સામુદાયિક વીરતા સાધશે—છે એથી વધુ વીર બનશે-તે દિવસેજ મારો આત્મા સંતોષ પામશે.

જ્યારથી મારો આ એક જ વિચાર બંધાયો, ત્યારથી મને મળતી દરેક તક મેં એક જ કારણને માટે વાપરી છે. 'લોહાણા વિજય'ના સહતંત્રી સ્થાને મેં મારાં કીંમતી દોઢ વર્ષ ગાળ્યાં તે દરમ્યાન પણ લોહાણાઓને લશ્કરમાં જોડાવા વિષેનો વિભાગ મેં જ ખોલેલો અને તેમાં યથાશક્તિ જાણવા જેવી હકીકતો મેં રજુ કરી છે. તે મુદતમાં પ્રસંગોપાત મારે કાઠીઆવાડમાં જવું પડયું ત્યારે રાજકોટ, પોરબંદર વગેરે ઠેકાણે ભરાયલી સભાઓમાં મેં એ એક જ વાતપર ભાર આપ્યો છે. મેં રચેલા જાતીય ગીતમાં પણ પ્રધાન સૂર વીરતાનો જ પૂર્યો છે. આ ઉપરાંત જ્યારે જ્યારે વ્યક્તિગત લોહાણા વિદ્વાનો અને આગેવાનો સાથે ચર્ચા થાય છે ત્યારે મેં એ એક જ વાત કરી છે અને તે જ વાતપર ભાર આપ્યો છે. ટુંકમાં મારૂં જીવન હું એ એક જ સંદેશાને માટે વીતાવવા ઇચ્છું છું અને હવે છેવટ જ્ઞાતિ સમક્ષ આ ભેટ રજુ કરૂં છું, તેમાં પણ મારો એ એક જ હેતુ છે કે લોહાણા જ્ઞાતિમાં આવાં આવાં પુસ્તકો દ્વારા વીરરસનું જ સાહિત્ય ફેલાવી તેમની ક્ષાત્રવૃત્તિને જગાડવી—જાગતી જ્યોતને વધુ સતેજ કરવી. આ હેતુ લક્ષમાં લઇને જ મેં આ પુસ્તકમાં પરિશિષ્ટ તરીકે છેલ્લાં પાનાંઓમાં હિંદી લશ્કરનો ઇતિહાસ આપ્યો છે અને તેમાં કેવી રીતે જોડાઇ શકાય છે તેનો માર્ગ બતાવ્યો છે. મને આશા છે કે મારા પ્રયાસની આ યુગમાં લોહાણા બંધુઓ કદાચ કદર નહિ કરે તોય આવતા યુગમાં તેમને એ પ્રયાસની કીંમત સમજાશે. પણ મારા સ્વભાવ પ્રમાણે મારા પ્રયાસની કદર થાઓ કે ન થાઓ, હું તો "ફળની ઇચ્છા વગર મારૂં કર્મ કરી ચૂકયો છું" અને હવે આ **પુસ્તકની એક એક નકલ લોહાણા જ્ઞાતિને ઘેરઘેર દાખલ કરવી કે નહિ તે લોહાણા જ્ઞાતિએ જોવાનું છે.** એક વાત ચોક્કસ છે કે નમાલી શૃંગારિક વાર્તાઓનાં પુસ્તકો ઘેરઘેર વંચાય તેના કરતાં આવું વીરતાપ્રેરક સાહિત્ય ઘેરઘેર વંચાય એ વધુ જરૂરી છે એમ દરેક વિદ્વાન કે શ્રીમંત બંધુ જોશે. મારી વિરૂદ્ધ

જેમને મતભેદ હોય તેમને પણ મારી એક પ્રાર્થના છે કે મત-ભેદો તરફ ન જોતાં આ પુસ્તકમાંના સાહિત્ય અને તેના હેતુ તરફ જોઈને જ મારી આ પ્રવૃત્તિને ટેકો આપાવવામાં પોતાની શક્તિ રોકશે. આગેવાન લોહાણા બંધુઓ એટલું જ જોઇ લે કે **આ પુસ્તક કંઈ પૈસા પડાવવા માટે જેવા તેવાના જીવનચરિત્રોનું નથી પરંતુ ખરેખરા વીરોની ગુણગાથા છે**, તો મને ખાત્રી છે કે **આ પુસ્તક લોહાણાની ગીતા સમાન ગણાશે** અને તેનો પ્રચાર ઘેર ઘેર કરવાથી કુટુંબના આબાલવૃદ્ધ સર્વ્યોપર જે સૂક્ષ્મ અસર થશે તે લોહાણા જ્ઞાતિને જ લાભકારક થનાર છે. આથી વિષેશ કહેવાથી કંઈ વીરતા આવે તેમ નથી એટલે મારી કલમ આ ઠેકાણે આગેવાન વિદ્વાનોના અને શ્રીમંતોના હાથમાં મુકી દઇ હું વિરમું છું.

છેવટમાં આ પુસ્તક 'લોહાણાવિજય'ના ગ્રાહકોને ભેટ આપ-વાનું જાહેર થયેલું, પરંતુ 'લોહાણાવિજય'ના **એકલા માલીક, સરતંત્રી (?)** સાથે મને ન બનવાથી મેં પોતે જ એ પુસ્તક પ્રગટ કરવા હિંમત કરી છે અને તે મારા જ્ઞાતિબંધુઓને વિશ્વાસે.

આ પુસ્તક પ્રગટ કરવામાં મારા સ્નેહી મિત્રો ભાઈ છગનલાલ બારાઇ, ચિત્રકાર ભાઇ છોટાલાલ જોશી, રા. મણીલાલ કાનજી, લલ્લુભાઇ રંગીલદાસ ઠક્કર વગેરે બંધુઓ તરફથી મને અનેક પ્રકા-રની ઝીણી ઝીણી મદદ મળી છે અને તેઓ ભાઈઓના એ પ્રોત્સા-હન માટે હું આભારી છું.

લિ૦

જ્ઞાતિસેવક

જન્માષ્ટમી બીલ્ડીંગ

ખેતીવાડી, મેઇન રોડ,

**મુંબઇ નં. ૪**

તા. ૧૫ : ૩ : '૨૯

[signature]

એકાદ બે સૈકા પહેલાંની આ વાત છે.

ભડિયાદને ચોરે ભાલના દરબારો કસુંબો પાણી પીતા બેઠા હતા. ઝાલાવાડનો વેપારી લોહાણો......ચોળાની પોઠ ભરી વેચતો વેચતો ભડિયાદ આવેલો, તે ચોરા પાસેથી નીકળ્યો. ચોળાનું બીજું નામ એ વખતમાં "ઝાલર" હશે, ભાલ અને ઝાલાવાડને, વીરો વચ્ચે હમેશ હોઈ શકે છે તેવો સ્નેહભાવ હતો!

દરબારોને લોહાણાની જરા મશ્કરી કરવાનું મન થયું. એ જમાનામાં મશ્કરી ચીજ જુદી હતી. એ જમાનો વીરપૂજાનો હતો. જ્યારે મશ્કરીમાંય પ્રાણના સોદા હતા—ઘઉં ઘીના નહિ. મશ્કરી કરનાર જો કેસરી હતા, તો મશ્કરી સામે મદમસ્ત હાથીઓજ હતા. મલ્લેમલ્લના સામના થતા ને હસવામાંથી ખસવાં, એ જમાનામાંજ થતાં. આજે કદાચ હસવામાંથી દોસ્તી થતી હશે!

એક બાપુએ મુછને વીંછીનો આંકડો ચઢાવતાં કહ્યું: "એલ્યા—તારા ઝાલા કેમ આપ્યા?"

ભવાયા અને અનેક કંપનીઓએ લોહાણાના વેશ લીધા ત્યારે, દરેક જાહેર કે ખાનગી મશ્કરીને વખતે આજે પણ એક સાચા

બ્રીટીશ માફક પોતાનાં કાંડાં બાવડાનું બળ ખતાથી આપવા બ્હાંય ચઢાવી લોહાણા કોમ કુદી પડે છે. આજસુધી પણ લોહાણા કોમનો એજ કાયદો છે. સરકારનો કાયદો પાછળથી શિક્ષા જરૂર કરે છે, તો પણ તે સહન કરવાને તૈયાર રહીને પણ એક સાચો લોહાણો મશ્કરી કદી સાંખતો નથી. પરકોમોમાં લોહાણા કોમ આજે "ડુંગળી અર્દ્ધ, હિંગનું ઝાડ, બાંવદો, લલ્લાભાઇ, ત્રણ પચાસીઆ" એમ વિવિધ બીજને નામે ઓળખાય છે તેનું કારણજ એ છે કે:—

"કોઇથી એની, એના સ્વમાનની ને એના સ્વદેશની મશ્કરી ન થાય."

આજે પણ એક લોહાણો મશ્કરી કદી ચલાવી લેતો નથી, ત્યારે એના પૂર્વજો શું એક ઘડીએ સાંખતા હશે? તમે શું ધારો છો?

એણે જવાબમાં મીઠો ચાબુક ઉલાળ્યો.

"બાપુ, સો ભાલિયે એક ઝાલો"

એ અભણ હતો તોય લોહાણો હતો, એટલેજ એક વીર રજપુતથીએ વધુ તેજસ્વી તેનો જવાબ હતો, કારણ કે એના રાજાની મશ્કરી એને અસહ્ય હતી, ભાલિયું એ સિક્કાનું નામ હતું, પણ એના જવાબમાં એનો અર્થ મર્મભેદક હતો.

ગુઢ મશ્કરી કરનાર આ ગુઢ જવાબ ન સમજે એ અસંભવિત હતું. લોહાણો જાણતો હતો કે તેણે સિંહની બખોલમાંજ આ ગર્જના કરી છે, પણ તેને સિંહના બાપનીયે પરવા ન્હોતી. સાચા સ્વમાનને મન પ્રદેશભેદ હોતા નથી, તેમ શરમ ને ભય પણ હોતાં નથી.

લોહાણાને મારી મારીને લોટ કરવામાં આવ્યો; પીંખી નાખવામાં આવ્યો, પણ એનો જવાબ સુકાયો નહિ. નસીબે એને છોડ્યો.

ઝાલાઓને ખબર પડી. લોહાણાની વીરતાની કદર કરવાને તેમને ખીતાબો અને ડીગ્રીઓ આપતાં ન્હોતું આવડતું, પણ એકજ માર્ગ તેઓ જાણતા હતા.

એમણે ભડીયાદના દરબારો પર ચઢાઈ કરી, તેમને મારીને ભડીયાદ લીધું. વીર લોહાણાને આ કદરથી જે સંતોષ થએલો તે બીજા ક્રોડ, ધનના ઢગલા, ખીતાબો, કે સુબાગીરીથી ન થયો હોત.

લોહાણાની મશ્કરી આટલી મોંઘી હતી.

હવે?

## વાર્તા ૨     પડકાર તો કરવો'તો !

ગોપાળ ઠક્કર એક દોસ્તદાર સાથે ખેતરમાં પોંક ખાવા ગયેલા. પોંક અને ઉના ઉના ગોળની મઝા તો ખાનારજ જાણે. ગામડાના હિંદનું એ કમનસીબ છે કે શિયાળામાં રોજ સવારે એ આવી ઉજાણીયે ( Pic-nic ) જાય છે. ! કોઇ રવિવાર કે તહેવારેજ ( Bank Holiday ) ઉજાણીએ જઇ શકાય એ ભણેલા હિંદનું કેટલું બધું સારૂં નસીબ હશે !

સામેથી એક ગાડી આવતી હતી. એને જોડેલું ટાયડું શરીરમાં એવું હતું કે એક ભણેલો ગ્રેજ્યુએટ તેની પાસે ઉભો રહી મગરૂર થઇ શકે ! ગાડીમાં ત્રણ " બાપુ " બેઠા હતા, પણ તેઓની માન્યતા જુદી હતીઃ " તેઓ ગાડીમાં નહિ, સ્વર્ગના વિમાનમાં હતા ! " લાલ પાણીનો એ પ્રભાવ હતો !

કાં તો એક ખાડો સામો આવ્યો કે કાં તો ખાડા પાસે ગાડી આવી ને તેમાંના કાદવમાં જમણું પૈડુ ખુંતી ગયું. હાંક્નાર દરબારને તો એટલી ખબર પડી કે પૃથ્વી સ્હેજ ડાબેથી જમણે ઢાળવાળી ત્રાંસી થઈ ગઇ છે !

ટાયડા પર ચાબુક પર ચાબુક પડવા માંડયા ને લોહીની ધારા ચાલી.

ગોપાળને ગોળ ને પોંક ગળે ન ઉતર્યા. તે ઉઠયો ને પાસે આવી તેણે કહ્યું:

" એ બાપુ, પણ આમ તો જુવો, પૈડું ગારામાં ખુંતી ગયું છે, તે ગાડી શે હાલશે? અમથા અમથા વગર વાંક ઘોડાને કાં મારો?"

રંગે ચડેલા વીરોને આ વિદ્વાન મેકોલેના ભાષણની જરુર ન્હોતી. ગોપાળને મા બેનની ગાળ સડાસડ પડવા માંડી :—

" ઓય માળો, અમને શીખ દેવા આવવાવાળો તું કોણ? ભાગી જા...જા...નહિંતર ટાયડાંને ઠેકાણે તારે જોતવું પડશે."

" પણ બાપુ ગાળ કાં કાઢો: મારો કાંઇ ગન્હો? હું તો સાચું કહું છું. તમે જરીક હેઠા ઉતરો તો આ હમણાં પૈંડાને બાવડું દઇ બહાર કાઢું,"

" બહાર કાઢને તારી સગીને......" ને સડાક કરતો એક ચાબુક ગોપાળની પીઠપર પડયો. તેના બાવડાની કોઇને જરૂર ન્હોતી!

લોહાણા માટે આટલું અપમાન બસ હતું.

ગોપાળ વાઘ માફક કુદ્યો. હાંકનારના હાથમાંથી ચાબુક ઝુંટવી દૂર ફગાવી દીધો ને તેની ગળચી પકડી હેઠો પાડયો. એને માટે એટલું જ બસ થઇ પડયું.

બીજા બે જરા હોંસમાં હતા તે બન્નેએ મળી આ એક ગોપાળને પાછળથી સર્પચુડ જેવી બાથ ભીડી. ગોપાળના બાવડામાં આ વખતે હનુમાનના બળે પ્રવેશ કર્યો ને બન્નેને અવળે હાથે બોચી પકડી એવા તો દાબ્યા કે તેમનાથી રાડ પડાઇ ગઇ. બે લાત વધુ મારી એમને જમીનપર ફેંકી દીધા.

ગાડીમાંનો ભાર ખાલી થતાં ટાયડાંને જરાક જ પૈંડે બળ દઇ જોર આપતાં ગાડી બ્હાર આવી.

પણ ગોપાળ દુશ્મન ન્હોતો. એણે પડેલાંઓને પાછા હાથ આપી ઉભા કર્યા, ગાડીમાં બેસાડયા ને ટાયડું તગેડી મૂકયું.

જતી વખતે દરબારોની આંખમાં લોહી વરસતું હતું; પણ ગોપાળ આછું હસી હાથ ખંખેરી રહ્યો હતો.

× × ×

બીજે દિવસે સાંજના ચાર વાગેલા.

ભજીયાંવાળા રામશંકરની દુકાને ચુલ્લાપર કકડતા તેલના પેણામાંથી ગરમ ગરમ ભજીઆં ઉતરી રહ્યાં હતાં. ગોપાળ રસ્તાપરના બાંકડાપર બેસી ભજીયાં ખાતો ગપ્પાં મારી રહ્યો હતો.

પાછળથી એક લાકડી પડી–ભીમની ગદા જેટલા જોરથી. ગોપાળના મોઢામાંથી ભજીયાં નીકળી પડયાં ને એ ભોંય તરફ બેવડ વળીને પડયો. એણે સાંભળ્યું:—

"ગોપાળીઆ, આ ગરાસીઆને વતાવવાનું ફળ લે લેતો જા."

બીજી લાકડી આવતી દેખાઇ. તે કળ ખાઇ ઉભો થયો ને એ લાકડીવાળાને કમરમાંથી પકડી ઉકળતા તેલના પેણા તરફ એવા તો જોરથી પછાડયો કે તેલ ને પેણો, ચુલો ને ઝારી એક એકથી દૂર જઇ વસ્યાં. એ દરબારના શરીરપર લોહીનાં ભજીયાં તરત જ ઉપડી આવ્યાં.

પણ આ તો ગોપાળને મળેલી એક જ પળ હતી. બીજી પળ એને ન મળી. એના પગમાં, વાંસામાં, કમરપર, બે લાકડીઓ સપાટાબંધ પડતી જતી હતી.

લોહીની નદી વહેતી થઇ, એનાપર કુલ ૨૩ લાકડીના પ્રહાર થયા હશે.

ગોપાળ જમીનપર મુડદાં જેવો દેખાતો હતો.

આ દરબારોને વેરની વસુલાતની કંઇક ટાઢક વળી અને ગામલોક પણ બાપુને ઠંડા પાડી લાકડી લઇ લીધી. બાપુઓ એ જ મહારાજની દુકાને મુછપર હાથ નાંખી આમળો દેતાં બેઠા.

મહારાજ દુકાનમાંથી પાણીનો લોટો ભરી લાવી ગોપાળપર છાંટવા બ્હાર આવ્યા.

વીરોને પાણીની જરૂર નથી પડતી. એમને એમનું પોતાનુંજ પાણી હોય છે; નીતરતા લોહી ભર્યે શરીરે ગોપાળ બેઠો થયો. એક પગમાં તો હાડકાં જ ન્હોતાં. બીજે પગે જોર કરી ઓટલે બેઠો.

એના મોઢામાંથી એક જ વાક્ય નીકળ્યું:—

"બાપુ, વેર ભલે લીધું, પણ આમ ચુડી પહેરીને ને? પીઠપર ઘા કરીને ને? પડકાર તો કરવો'તો?"

× × ×

૭ માસ હોસ્પીટલમાં રહ્યા પછી ગોપાળ પોતાને ગામ પાછો આવ્યો. શરીરને થીંગડાં માર્યાં હોય તેમ એક ફાટેલાં લુગડાં જેવો એ વીર હજી હૈયાત છે.

ટ્રેનને વાર હતી; જો કે પ્લાટફોર્મનો દરવાજો ઉઘાડો હતો, છતાં પેસેંજરોને પ્લાટફોર્મપર જવા માટે દરવાજો ઉઘાડો ન્હોતો! એટલે કે તેમને જવા દેવામાં આવતા ન્હોતા. અંદરના ભાગમાં એક પહેલવાન જેવો કાઠિયાવાડી જુવાન બગલમાં નાની છોકરીને તેડી તેને રમાડી રહ્યો હતો. નીચે મુકેલી ટ્રંકપર તેની વહુ લાલ લુગડાંનો છેડો જરા નાકની ડાંડી સુધી ખેંચી, લાજમાં બેઠેલી જણાતી હતી.

દરવાજાપર ટીકીટ માસ્તર અને એક સિપાઇ ઉભાં ઉભાં ટોળ-ટપ્પાં કરી રહ્યા હતા. બન્નેની નજર આ કાઠિયાવાડી કુંટુંબપર હતી અને એ પરથી જણાતું હતું કે તેમની ઠઠ્ઠામશ્કરીનો વિષય આ કુટું-બની રીતભાતનો હતો.

પેલો માસ્તર સિપાઇને કહેતો હતોઃ—

"સાલો માલ છે, હં રમજાન!"

સિપાઇએ લાજમાંથી મોઢું બરાબર ધારીને જોવા માટે નજર તીરછી કરી ને ર્હેજ નીચો નમ્યો. મુછપર હાથ નાંખી એકાદ વળ ચઢાવતાં કહ્યુંઃ—

"માસ્તર, તમારી આંખ જબરી લાગે છે. વાત ખરી છે. કોઇ શ્રીમાળી વાણીઓ બાણીઓ લાગે છે."

"ના, ના; હવે કાં તો સુધરેલો ગરાસીઓ હોય અથવા લુહાણો."

" હોયા, હોયા, હવે ! માસ્તર લખણુ તો નથી જણાતાં. " જરા જોરથી સીપાઇએ કહ્યું.

" એલા ધીમેથી બોલ, એનો ભાયડો હાંભળે છે. કતડા જેવો છે. કયાંક મારશે."

આ વાતચીત દરમ્યાન પેલી બાઇ, આ પોતાની મશ્કરી છે એવી ગંધ આવવાથી મોઢું કટાણું કરી પીઠ ફેરવીને બેઠી. એના પતિએ ઇસારતથી " આમ કેમ? " એમ પુછ્યું તેના જવાબમાં તેણે ઇસારતથી પાછળ હાથ કરી બતાવ્યો. મર્દની આંખ ફરકી.

અહીંઆ સિપાઇનો મિજાશ ફરકયો। તેણે માસ્તરને કહ્યું:—

" માર્યો માર્યો હવે, ઇ હું મારતું'તું? દેખાવમાં જાડો વધી જાણ્યો છ ઇજ. હું એકલો એક ફુંક મારૂં ત્યાં ઉડી જાય ઇમ છે."

" કપાળ તારૂ, ઉડાડયા તેં—નકામો બડાશ હાંકે છે."

" માસ્તર લાગી હોડ ત્યારે. હું ઈની મશ્કરી કરૂં ને કજીઓ જગાડું ને જો ઇ પાછો હઠે તો મારૂ ને તમારૂં બેઇનું રહ્યું. ને ધીંગાણું થાય ને જો ઈને હું પછાડું તો તમે રૂપીઓ દીઓ, નકર હું દઉં. "

માસ્તર લાલ પીળું લુગડું જોઇને રંગમાં આવી ગયેલા, એટલે પરસેવાના રૂપીઆનું જોખમ ખેડયું ને સીપાઇને તો કયાં એક રૂપીઆની નવી નવાઇ હતી ? એને તો રોજની પરચુરણ આવકમાં એવા કેટલાય ધોળા ચકરડા મળતા ને હારતે તો એમ માની લે તે કે વગર ટીકીટનો એક પાસીંજર ઓછો મળ્યો'તો ! થયું, શરત લાગી. એક પારકી બાયડીની નિંદાની વાતપરથી, વાત મર્દોની વાતપર ગઈ ને ધીંગાણું કરવા તરફ ઉડવા લાગી. હસવામાંથી ખસવાં થાય છે પણ આ તો હસે કો'ક ને તેય તે જાણી જોઇને ખસવા તૈયાર થાય ! માસ્તરે અને સિપાઇએ એ કદાવર માણસને ખીજવવા

સંકેત કર્યો. કહો કે સુતેલા સાપને છંછેડયો. સિંહની બખોલમાં હાથ ઘાલ્યો

ગાડી આવી ગયેલી. પેસેંજરોની ગીરદી ખુબ હતી. સૌ હાંફળા ફાંફળા ટીકીટ બતાવી બ્હાર નીકળી ડબ્બાઓ તરફ જગ્યા ગોતવા દોડતા. આપણા આ જુવાનનો વારો આવી ગયો હતો પણ સિપાઇએ તેને જવા ન દેતાં "ઉભો રહે, માલીપા કયાં ઘુસે છે" કહી છેડતી કરી, ને તેને અટકાવી બીજાને જવા દીધા. બીજી વાર જુવાન જરા જોર કરી સ્ત્રી સામાન અને હાથમાંનું બચ્ચું સંભાળી આગળ ધસ્યો આ વખતે તેણે સિપાઇને વિનંતિ કરી " ભાઇ મને રોકી બીજાને કાં જાવા દે? જરા બચરવાળ માણુસ સામું તો જો ? "

પણ સિપાઇએ આ વખતે જરા છેડ વધારી, તેની છાતી પર ઉંધો હાથ મારી કહ્યું:—

" ભાળ્યો ભાળ્યો મોટો બચરવાળનો દીકરો. તને નવાઇની બાયડી હશે કાં ? "

પણ આ વખતે એ ઉંધો હાથ છોકરીના કપાળ પર વાગ્યો ને છોકરીએ ચીસ પાડી. જુવાનનું લોહી કયારનુંય ઉકળી રહ્યું હતું. પણ શું કરે ? પરદેશમાં, સ્ટેશનની સરહદમાં માસ્તરો ને સીપાઇઓ જેવા અમલદારો સામે, એક કુટુંબવાળા મુસાફરને જરાકમાં કજીઓ વ્હોરવો નજ પરવડે; ગમ ખાઇ જવી પડે. બાહુ તો ઘણાય ફરકતા હતા, પણ ઉપલી બુદ્ધિ જરા લગામ તાણુતી હતી અને વળી મોટી ફીકર તો જો ઝગડો થાય તો બીજું તો ઠીક પણ ગાડી ચુકાશે ને ધંધો ધાપો તેને ઠેકાણે રહેશે તેનું શું ? વળી પોતે પોલીસ થાણામાં તણાય તો પરદેશમા બાયડીનું કોણુ બેલી ? આ બધા સંજોગોની ચિંતા જોતાં તેણે બીજીવાર ગમ ખાધી. છોકરીને રોતી શાન્ત કરવા માંડી. પણ છોકરી કેમેય શાન્ત ન રહે. પેસેંજરો બધા બ્હાર આવી

ગયેલો. આ એકજ મુસાફર બાકી હતો, ત્યાં સિપાઇ આડો ઉભેલો. ગાડી હમણાં ઉપડશે એમ લાગતું હતું ને બીજી બાજુ છોકરી ચીસાચીસ પાડી રોતી હતી. છેવટે જુવાને છોકરીને કહ્યું:—

" લે બેટા, છાની રહે હોં. તને જેણે મારી તેને આપણે મારશું–હતી કરશું હોં. "

આ શબ્દો બોલતો એ વળી દરવાજા બહાર નીકળવા આવ્યો. પણ સિપાઇએ ગાળ કાઢી:—

" માર્યા માર્યા તેં ( ફુલાણા ) એમ છોકરાં રખાતાં હશે ? તારી રંભાને દે. ઈ તને ભણાવશે. બસ, પાછો ; ગાડીને વાર છે."

આટલું બધું બોલી એણે વળી પેલા જુવાનને ધક્કો દીધો.

લીલામમાં એક બે ને ત્રણ થાય એટલે કોઇ ચીજ હાથમાં નથી રહેતી. આ ટાણે પેલા જુવાન જોધ જેવા જુવાનની આબરૂનું લીલામ થઈ રહ્યું હતું. ત્રીજીવાર તેની આબરૂ જવા બેઠી ત્યારે તેનો મિજાજ હાથમાં ન રહ્યો. તેના માથા પર લોહી દોડી આવ્યું. આંખો લાલઘુમ થઇ ગઈ. કસ્તુરના હાથમાં તેણે છોકરીને ફેંકી ને તે વાઘની માફક સીપાઇના શરીર પર કુદ્યો.

" માટી થા, મર્દ હોય તો થઈ જા સાબ્દો "

ત્રણ પડકાર એક સિંહ જેવા જુવાનને બસ હતા. બૈરી છોકરાના ને ગાડી તેમજ ધંધા ધાપાના બધા વિચાર કોરે મુકી તેણે ક્ષાત્રવટનું શરણ સ્વીકાર્યું. સીપાઇને કમરમાં એકજ હાથની આંટી મારી બાળકની માફક ઉપાડી લીધો ને બીજે હાથે બૈરીને બહાર કાઢી પ્લાટફોર્મ પર સીપાઇને પાણાની માફક પછાડયો. સીપાઇના હદામ છુટી ગયા. ટીકીટ માસ્તર તો ઉભો ઉભો થરથરતો હતો. બાઇ ખુણે ઉભી ઉભી છોકરીને શાન્ત કરતી હતી. તેનાય પગ ધ્રૂજતા હતા, પણ મોઢાપર પતિની વીરતા જોઈ ઉલ્લાસની રેખાઓ છવાઇ હતી. પણ હજુ ઘણું બાકી હતું.

બીજા ત્રણ સીપાઇ દોડી આવ્યા અને એક સરકારી સીપાઇ પર હુમલો થતો જોઇ, કારણ જાણ્યા વગર તેમણે જુવાન પર હુમલો કર્યો. હવે આ જુવાન, જાણે કોતરમાંથી વાઘ છુટે તેમ, બંધુકમાંથી ગોળી છુટે તેમ, વીસમીસદીનો આ ભીમસેન હવે છુટયો. તેણે ત્રણમાંથી બે સીપાઇને એક બાથમાં લઇને એવા તો દાબીને ભચડયા કે તેમના મોઢામાંથી રાડ પડાઇ ગઇ. દરમ્યાન ત્રીજાએ ભીમજીના નાક અને જડબાપર બેત્રણ મુક્કા લગાવી દીધા ને કીંમતી લોહીની ધારા જોઇ વાઘ વધુ છેડાયો. એણે પેલા બેને વળી પડતા મેલી, પેલા ત્રીજાને છાતીમાં એક એટલા તો જોરથી મુકી લગાવી કે પાછળ દરવાજાના સળીયાપર તે અથડાઇને પડયો. એને મુકીને એણે પહેલા સિપાઇપર લાતોનો વરસાદ વરસાવી એનું ગુમાન ઉતારી દીધું.

માણસો હસતા હતા. સ્ટેશન માસ્તર, ગાર્ડ, એંજીનીયર વગેરે ભેળા થઇ ગયા ને જુવાનની સામે આવ્યા. મોટા ગૃહસ્થ અમલદારો જોઇ એણે તેમની સામે ન થતાં પોતાનું બાવડું પકડવા દીધું. બધા અમલદારો તેને સ્ટેશન ઓફીસમાં લઇ ગયા. સરકારી માણસોને આમ મારવા માટે તેનાપર સૌ ખીજાઇ ગયેલા. તેનો ખુલાસો કોઇએ ન માન્યો. બીજા પોલીસો બોલાવી તેને થાણે પહોંચાડવાનો બંદોબસ્ત કરવા તેમણે તૈયારી કરી. દરમ્યાન ચારમાંથી બે સીપાઇઓ હાથમાં ચાબુક અને ફુકરી લઇને આવ્યા. શરણે આવેલા શત્રુપર એ બાયલાઓમાંથી એકે પીઠ પર ચાબુકની લાકડીનો ઘા કર્યો.

બધા માસ્તરો હસતા હતા.

"સીપાઇ સામે બાઝવાનાં જો આ ફળ; હજી તો સહેવાનું બાકી છે. તાકાત બહુ છે તે થાણામાં ખબર પડી જશે. મારી મારીને ઓકાવી ન દે તો..." આ શબ્દોથી સિપાઇઓને જોર ચઢયું ને તેમાંના બીજા સિપાઇએ વળી લાકડી ઉગામી. પણ બહાર બીચારી ભીમાની વહુના આંખમાં નિર્દોષ પતિની આ વિચિત્ર સ્થિતિથી આંસુ વહેતાં

જોઇ ટીકીટ માસ્તરનો આત્મા રડી ઉઠયો. તે સ્ટેશન માસ્તરની ઓફીસમાં વચ્ચે પડવા આવ્યો અને બીજા પોલીસનો હાથ પકડી ધા કરતો તેણે અટકાવ્યો.

તેણુ બધો ખુલાસો કર્યો. કેવી રીતે તેણે અને સિપાઇએ મશ્કરી આદરેલી, કેવી રીતે શરત લાગી, ને એ શરતમાં સિપાઇનાં પાણી આ જુવાને ઉતાર્યાં વગેરે હકીકત કહી.

જુવાનનો ખુલાસો કોઈ પહેલાં તો માનતું ન્હોતું. પણ આ ઇશ્વરી મદદથી બધા અમલદારો આ મુસાફરની નિર્દોષતા જોઇ શરમાયા ને પેલા સિપાઇને સારી રીતે વઢયા. કેસ કરવાની વાત પડની મુકાઈ ને જુવાનની પીઠ થાબડી માસ્તર તેને ગાડીપર મુકવા આવ્યા.

ગાડી ઉપડી. માણસો એ જુવાનની તાકાત, અને તેની સહનશીલતાપર આફરીન થઈ ગએલા.

એક બ્રાહ્મણ ગૃહસ્થે તેના મોઢા માથાપર પાણી નાંખી લોહી બંધ કરવા સૂચના આપી અને પીઠ દાબવા તેની વહુને કહ્યું. પણ મર્દ બચ્ચો બોલ્યો: “ એ તો શેઠ, ધૂળ ખંખેરાઇ ગઇ, ધૂળ: મને કાંઇ થીયું નથી. ”

એક વાણીઆ શેઠે હસતાં હસતાં કહ્યું:—“ તમને તો શું થાય? પણ પેલા બચારા ચાર જણ સાત દિ સુધી ઉભા નહિ થઇ શકે. ”

“કરશે હવે ફરીવાર કેઇની મશ્કરી? ” એક ગરાસીઓ બોલ્યો:

“ તમે કેવા છો? તમારૂં નામ? ”

“ લોહાણા છીએ. મારૂં નામ ભીમો ગુપતાણી.”

“ અરે...રંગ છેરે રંગ, લોહાણા તારી ક્ષત્રિવટને. જન્મ દેનારીની લાજ રાખી છે...હો.”

ખરેખર! ભીમાએ ખરી લોહાણાવટની લાજ જ રાખેલી. હજી પણ એ લોહાણો ઘેર માથું મુકીનેજ ફરે છે.

વાર્તા

: ૪ :

## એક લાકડીનો પ્રતાપ !
### યાને મલમારૂ માકો

એનું અસલ નામ માણેકલાલ. પણ નાની ઉમરથી તેનું તોફાન વધી જવાથી માણકાને બદલે આખું ખતલવાડ ગામ તેને 'માકડા' કહીને બોલાવતું. માકડા ઉપરથી કોઇ કોઈ માકો પણ કહેતું, પરંતુ મલમારૂ માકો થતાં પહેલાં તેને જાનનું જોખમ ખેડવું પડેલું.

તે નાનો હતો ત્યારે દરેક જાતના ઝાડપર સપાટાબંધ માંકડાની જેમ ચઢી જતો.

અનેક દુબળી સ્ત્રીઓના ખજુરાના ટોપલા ચોરી ઝાડપર સંતાઇ જતો અને જ્યારે તે બીચારી ગરીબ રાનીપરજ કરગરતી, ત્યારે જ તે નીચે ઉતરીને તેમના ટોપલા તેમને પાછા દેતો. અલબત્ત તેમાંથી અમુક ખજુરા તો જરૂર ઓછા થતા ! પણ તેની આ રમતથી ખતલવાડા ગામ તેને ગોપી અને કૃષ્ણની રમત કહેવાને બદલે માકડાનું તોફાન કહેતા' બીચારા ગામડીઆ, ગોકુલ ને વૃંદાવન વિષે શું જાણે ? તોફાની કનૈયાનું તેમણે નામ પણ સાંભળ્યું હોય તો તેમનાં ધનભાગ્ય !

જુવાનીમાં ઝાડપર ઝટ ચઢી જવાની તેની શક્તિ વધવાથી તેણે તો તેને પોતાનો ધંધો કરી મેલ્યો. થાણા જીલામાં મુખ્ય ઝાડો તાડ, નારીયેળી ને ખંજુરા અને મુખ્ય ધંધો પણ એના જ ફળોનો ;

એટલે લોકો તેને એ ઝાડોપરથી તાડી, નાળીયેરી વગેરે ઉતારવાનાં કામ સોંપતા ને પૈસા દેતા. કેટલીક વખત તો બીજા ચઢનારાઓ સાથે શરત ચાલતી ને તેમાં તે જ જીતતો.

આ કળા તેને ઇશ્વરી બક્ષીસ હતી અને તેની નિશાની તરીકે તેના કાંડામાં દરેક માણસને હોય છે તેમ બે હાડકાં હોવાને બદલે એક હાડકી જ હતી તે હતી—એમ લોકો માનતા. શરીરે તો સાવ સુકલકડી, દુર્બળ અને પહેલી નજરે તો પવનની ફુંકે ઉડી જાય તેવો લાગતો, પણ આ એક હાડકીને કારણે કે ગમે તે કારણે તેના શરીરમાં એટલી બધી તાકાત હતી કે ઝાડપર ચઢીને તે ઝાડનાં ઝાડ હલાવતો ત્યારે લોકોને બીજી તો ઠીક પણ તેના પોતાના જાનની ફીકર લાગતી. એક વખત લોકોને મૂર્ખાં બનાવવા તે તાડના ઝાડપર ચઢયો. ઝાડ મૂળમાંથી સડી ગએલું, ને બાકી હતું તે તેણે મૂળમાં થોડા કુહાડાના ધા કરીને પુરૂં કરેલું! પછી ભાઇશ્રી ઉપર ચઢયા! લોકોએ તેને ઘણો વાર્યો.

‘ અઈવા, માકા રે પોયરા,
તું રેંવા દે. કાય કરવા
મરવા જતો છે રે.’

પણ ‘ તીણે નો માઇનું ’ ને તે ‘ ચઇડો ’! ઉપર પહોંચી તેણે જરા તાડછાને હાથ લગાડી પછી હીંચકા ખાવા માંડયા. લોકો ગભરાયા ને ‘ ઓ પઇડો રે...આહા પઇડો.’ ને ખરેખર ઝાડે પૂર્વ તરફની દિશા તરફ કમર વાળી. લોકો માકાની થનારી હાલતથી ભય ખાઈ આંખો મીંચી ગયા પણ એક ધબાકો થયો ને લોકોએ આંખો ખોલીને જોયું તો એકલું ઝાડ પડેલું જણાયું.

‘ માકો કયાં ? ’ એમ ઘડીભર સૌ આશ્ચર્ય પામી ગયા. જરા આગે નજર કરતાં તેમને જણાયું કે એ તો હાથે બાંધેલા તાડછાનો પાંખ તરીકે ઉપયોગ કરી ઝાડપરથી ઉડતો ઉડતો નીચે આવતો

હતો ! ઝાડના પડયા પછી ભાઇશ્રી બે મીનીટમાં નીચે કાગડાની મા-ફક ઉડતા ઉડતા આવીને ૨૫–૩૦ ડગલાં દુર પડયા ! લોકો આમ મૂર્ખા બનવાથી તેની પાસે જઇ ખીજાઇ ઉઠયાઃ—

' અઈલા મકસરી ( મશ્કરી )
કરેલા કે ? પોયરા, તું તો
બોઉ ફાઈટો દેહું '

પોયરો ઉભો ઉભો હસવા ' લાઇગો ' ને સૌ લોક વીખરાયા. આમ ને આમ એની જુવાની વીત્યે જતી હતી. પણ ઈશ્વરે એક દિવસ એની કસોટી કરી.

* * * *

માણેકઠારી પુનમની રાત હતી. સૌ સુઇ ગયેલા. માત્ર ગામમાં કયાંક કયાંક કુતરાં ભસતાં અને શિયાળવાં રોતાં, તેનો અવાજ આ-વતો. આ વખતે માકાની પાડોશના ગલ્લુ ડોસાના ઘરની વંડી ઠેકી એક કાળો આકાર વાડામાં કુદ્યો. એજ કાળો આકાર વાડાની નારી-યેળીપર ચઢવા લાગ્યો અને જેમ તે ઉંચે ચઢતો ગયો તેમ તેમ ચાંદનીમાં તે વધારે સ્પષ્ટ દેખાવા લાગ્યો. તે એક ગરીબ દુબળો હતો. પણ અડધી રાતે તેને આ રીતે પારકી નારીયેળી સાથે શું કામ પડયું તે કંઇ કળાતું ન્હોતું.

તેને ટોચપર પહોંચ્યાને પાંચ મીનીટ થઈ હશે ને તેણે તોડેલા નારીયેળોમાંથી એક તેના હાથમાંથી સરકી અચાનક નીચે પડયું. એ અવાજ થતાં ગલ્લુ ડોસા ઘરમાં જાગી ગયા ને વાડામાં આવી જોયું તો પામી ગયા કે ' ચોર આવેલા છે. ' તેણે બુમ પાડવા માંડી ને લોકો ઝાડ નીચે ભેગા થઈ ગયા. તેમાં માકો પણ આવેલો. ચોરને બુમો પાડી કે ' નીચે ઉતર, નહિ તો મરી ગયો જાણજે.' પણ ચોરને હવે જીંદગીની ધાસ્તી લાગી. નીચે ઉતરી શરણે થવા તેની કીંમત ન થઈ. બે પાંચ દિવસની સજાની તેને બ્હીક ન્હોતી. પણ

પોલીસને સોંપતા પહેલાં ગાંડા થયેલા લોકો તેનો રોટલો કરી નાંખશે એથી તે બ્હીધો. તે નીચે ન ઉતર્યો એટલે લોકો ખીજાયા ને તેને પકડવા માકાએ કમર કસી. તે ઝાડપર ચઢવા લાગ્યો. લોકો એકી ટસે લડાઇ જોઇ રહ્યા હતા. ચોરે હવે જાણ્યું કે 'હું મુઓ છું.' એટલે માકો ઉપર આવી તેને પકડે તે પહેલાં તેણે નસીબપર હાથ દઇ ઝાડપરથી પડતું મેલ્યું.

ખલાસ. એક નારીએળી ખાતર તેણે જાન ખોયો. તેના ખોળીઆમાં જીવ ન્હોતો, અને તેનું શરીર ઢગલો થઇને પડેલું. માથામાંથી લોહી પણ ખુબ વહી ગયું. પોલીસને ખબર અપાણી, ને પોલીસે પંચક્યાસ કર્યો. પુનાની કોર્ટમાં પોલીસે ઉલ્ટો ગલ્લુ ડોસા અને માકાપર ખૂનની કોશીશ કરવાનો આરોપ મેલ્યો. ચોર મરતો ગયો ને મારતો ગયો ને બન્ને પાડોશી ફીકરમાં પડયા. ચોર શરણે આવ્યો હોત તો પશ્ચિમના નિર્દય ગોરાની માફક સીનેમાઓમાં બને છે તેમ તેમનો, તેને મારી મારીને લોથ કરવાનો જરાય ઇરાદો ન્હોતો. ઉલ્ટા તેને એક બે નારીએલ દઇ વિદાય કરત, પરંતુ આ તો નસીબ દેવીએ ઉંધો પાસો ફેંકયો ! કીસ્મત !

થાણા જીલ્લામાં આ વખતે ટ્રેન ન્હોતી, અને આ બન્ને આરોપીને પુના ગાડામાં જવાનું હતું. કેસની તારીખ આવી પહોંચેલી ને બન્ને જણ ભાથું લઇને નીકળ્યા. પુને પહોંચ્યા, પણ ઉતરવું કયાં ? બીચારા અભણ ભોળાઓ જજને ઘેર જ પુછતાં પુછતાં ગયા ને

"સાહેબ, કેસ થીએલો તે અમે આવેલા. તું ન્યાય ચલાવવાનો છે, ને અમે આજની રાત તારે ત્યાં નહિ તો બીજા કોને ત્યાં રહેવાના ?"

જજ બીચારો હસ્યો, ને તેમને બંગલાના ઓટલાપર પડી રહેવા રજા આપી.

ઓટલાપર જજના બે પહેલવાન દક્ષિણી મલો એક થાંભલેથી બીજે થાંભલે આંટા મારી ચોકી કરતા હતા. થાંભલે પહોંચતાં જ

બન્ને જણ થાંભલાપર બાહુ પછાડી "ભ...મ...મ...મ" કરીને અવાજ કરતા. જેથી પોતાની ખબરદારી ટકી રહે ને સુનારા હુશીયાર રહે. રાતના દશ વાગ્યા સુધી તો આ અવાજો આ બન્ને જણે સાંખ્યા. પણ પછી તેથી ઉંઘ ન આવવાને લીધે કંટાળ્યા. માકાએ એકવાર મલ્લોને વિનંતિ કરી, ત્યારે મલ્લોએ "ચોપ રહો" એમ તિરસ્કારથી જવાબ સુણાવ્યો. વળી બીજો અડધો કલાક પાસાં ઘસવામાં માકાએ કાઢ્યો અને હવે તેનું માથું ફર્યું. તેણે કહ્યું:—

"કુતરાઓ સસરીના, થાંભલા છામે કાય
જોર કાઢતા છો? જોર હોય તો મારા
છામે કાલ બતાવજોની."

મલ્લોને તો આ અપમાન માથાના ઘા સમાન લાગ્યું, ને તેનો ટોટો પીસી નાખત, પણ જજના મે'માનને શું થાય? તે વખતે તો તેમણે ગમ ખાધી, પણ સવારે તેમણે જજ પાસે ફરિયાદ કરી, કુસ્તી માંગી. "કાં તો કુસ્તી કરે નહિ તો મારી નાખશું." જજે માકાને બોલાવ્યો. તેનું શરીર જોઈ જજે મલ્લોનું અપમાન કરવા માટે તેને ઠપકો આપ્યો. પણ માકાએ તો રાતવાળી જ ગાળ કાઢી ને કુસ્તી માટે બીડું ઝડપ્યું. જજે તેની વાતને હસી કાઢી. પણ માકાએ કહ્યું:-

"છાહેબ રે, તું મછકરી કાય કરવા ગણી
કાઢે? હું સાચું કેહું છઉં; મરી જવા
તો હું મરી જવા; તીમાં તારા બાપનું
કંઈ જાવાનું?"

જજ પણ આ તુંકારાથી ખીજાયો ને તેણે કેસને, કેસને ઠેકાણે રાખી કુસ્તીનું પ્રોગ્રામ ગોઠવ્યું. ગામમાં દાંડી પીટાવી, ને લોકો આ 'અગ્ગડ જોવા આવ્યા. ભરમેદનીમાં માકો આવી ઉભો. મલ્લો સામે આવી ઉભા. લોકો તો આ કજોડું જોઇ હસવા લાગ્યા. પણ માકો હડે ચડેલો એટલે ઉપાય ન્હોતો. કુસ્તીની શરૂઆત પહેલાં તેણે ૧૦૦ પાણીચાં નારીએળ માગ્યાં. જજના હુકમથી નારીએળ હાજર થતાં જ તેણે બધાં બે હથેળીમાં ફોડી તેનું પાણી ઢીંચવા માંડ્યું. ૧૦૦ નારીએળનું પાણી પી હવે તે તૈયાર થયો, અને પહેલા મલ્લ

સામે તેણે બાથ ભીડી. દાવપેચ જાણે તો તેના જ બાપના સમ! મલ્લ તો પાડા જેટલા જોરથી તેની છાતીમાં માથુ મારી તેને પાડી નાખવા આવ્યો, પણ માકાએ તેનું માથું ઝાલી એટલા તો જોરથી ઉંચકી ઉલાળ્યો કે હવામાં તેને ઉંધે માથે અદ્ધર રાખ્યો ને પછી પટકયો. ત્રણે દાવમાં તેણે આમ કાંડાની એક હાડકીના જોરે ઉંચકી ઉંચકીને જ પછાડયો. બીજા મલ્લના પણ એ જ હાલ! અને આમ જજનો સેંકડો રૂપીઆનો પગાર ખાનારા કતડા જેવા પહેલવાનો, એક દુબળા શરીરના ગામડીઆથી હારી જવાથી, થએલ જાહેર નામોશીથી, મેદાન છોડી ગયા. જજ તો આ સુકલકડીની તાકાત જોઈ આનંદઘેલો થઇ ગયો. બપોરે કોર્ટમાં કેસ તપાસી તેણે પ્રાથમિક તપાસમાં જ ગુન્હો ન જણાતાં કેસ કાઢી નાખ્યો ને સાંજે માકાને 'ગામ' જતાં પહેલાં બંગલાની ચોકી કરવા માટે નોકરી કરવાની ઓફર કરી. પણ માકો કહેઃ—

"છાહેબ, પણ અહીં નારીએળીના ઝાડ
ની મળે તે મને રોજ સવારે ઝાડપર
ચઢીને પાણી પીવાનું ની મળે. હું તો
નોકરી બોકરી ની કરવાનો. મારી
નારીએળી હારી."

જજે રાજી થઈ તેને કીંમતી કપડાં અને ૨૦૦ રૂપીઆ રોકડા ઇનામ આપી વિદાય કર્યો.

* * * *

પુનાથી ખતલવાડા જઇ રહેલા બે મુસાફરો જંગલમાં ખુબ આનંદથી પંથ કાપતા હતા. એ બન્ને લોહાણા હતા. એક ગલુ ડોસો ને બીજો એક હાડકીવાળો માકોઃ ગામમાં તે દહાડથી તે 'મલ્લમારૂ માકો' કહેવાયો.

હવે તે સ્વર્ગમાં ગયો છે પણ ત્યાં નારીએળીનાં ઝાડ હશે કે નહિ ને તેને ગમતું હશે કે નહિ તેની ખબર નથી! પણ લોકો તેને યાદ કરી રહ્યા છે.

વાર્તા
: ૫ :

## વાઘ સાથે બાથંબાથ
### યાને અનોપ કાકો

થાણા જીલ્લામાં નારગોળ નામે ગામડું આવેલું છે. ત્યાં આપણી વસ્તી ઘણીજ થોડી છે. આજુબાજુ તાડ અને ખજુરાના ઝાડ વચ્ચે ક્યાંનું કયાં એક એવે ખૂણે એ સંતાયલું છે, કે જ્યાં "રવિ ન પહોંચે ત્યાંય દ્રષ્ટિ પહોંચાડનાર" નવલકથાકારો અને ઇતિહાસકારોની દ્રષ્ટિ નથી પહોંચતી ! એ ગામને એમ જગતની નજરે ચઢવાની જરૂર પણ નથી. એને પોતાને પોતાના એકાંત જીવનમાં, પારસીઓના ધાર્મિક સ્થાન સંજાણ જેવા પવિત્ર પાડોશમાં, સાગરને કિનારે, બારદના ઇતિહાસપ્રસિદ્ધ ડુંગરની છાંયામાં અને રાનીપરજ–દુબળા વાલ્લા પ્રજા જેવી ખોળામાં રમતી સરળ, નિર્દોષ પ્રજા વગેરે કુદરતી વાતાવરણમાં પુરો સંતોષ છે. પણ આમ જગતને એક ત્યજાયલે ખૂણે પણ વીરો પાકે છે; કારણ કે વીરો પેદા કરવાનો કોઇ પણ સ્થાને ઇજારો નથી લીધો !

એ ગામમાં અનોપ કાકાની ધાક વાગતી. ઉમ્મર તો ખાસ્સી મજેની ૪૫ ની આસપાસ હશે પણ એને જોઇને કોઈ એને ૪૫ નો ન કહે.

સામેથી એને આવતો જોઇ;—

"કેમ છે રે કાકા, તું મઝામેં તો છે ને" કહી ખસીને માર્ગ આપતા. ગામમાં અનેક મારામારી, સાહસ, શૌર્ય અને જાન જોખમના કામમાં એ કાકો આગળ પડતો; એટલે સૌ કોઇ એના ઉપકાર

નીચે, દબાવેલા—એટલુંજ નહિ પણ તે ખીજાય તો " મારી લાખો, જો " એવી એની એક રાડમાં જીવન મરણનો સોદો રહેતો. ગામમાં ચોરી થઇ હોય કે ધાડ પડી હોય, કોઇ સીપાઇ બીપાઇનો જુલમ હોય કે ચાર છ જણ દારૂ પીને અથવા અમથા અમથા મારામારી કરતા હોય એ બધે વખતે રોગમાત્રની દવા 'અનોપ કાકા' હતી. તેના નામથી છોકરાં તો શું, પણ મોટા મર્દ બચ્ચા પણ શાન્ત થઈ જતા.

" એ અનોપ કાકા આઇવો " એટલા સીગ્નલમાં તો બધા પુતળાની માફક થંભી જતા. કહે છે કે એનું જોર એટલું બધું હતું કે નવી નક્કર સોપારી અંગુઠાને આંગળી વચ્ચે ભીંસ દઇને લોટ જેવો લોટ કરી નાંખતા! બે નારીએળ બે બગલમાં ને ગોઠણો નીચેના ખાડામાં બીજાં બે નારીએળ મુકી એવા તો જોરથી ટુંટીયું વાળીને ભચડતા કે ચુરો કરી નાંખતા. વળી બે હાથ માથા પર મુકી બાવડા પર ચાર માણસોને લટકાવી ફુદડી ફરતા ત્યારે માણસોને ફેર આવતા ને બુમ મારતા ત્યાં સુધી મુકતા નહિ. પણ એમણે ખરૂં જોર તો એકવાર જંગલમાં બતાવેલું.

ખેતર પર સારા વરસાદથી ડાંગર ઉગી ગયેલી ને પોતે તેને તપાસવા માટે ગામમાંથી પગે ચાલી નીકળ્યા. ખેતરે બપોરે પહોંચી, જરા જોઇ કરી ઠંડે પહોરે પાછા ઘેર આવવા નીકળ્યા. રસ્તામાં બીહામણું જંગલ: પોતે એકલા: હાથમાં લાકડી સિવાય બીજું કંઇજ હથિયાર નહિ. પણ એમને મતે તો એમનો હાથ એજ એક મોટું હથિયાર હતું. એક નાળા પાસે આવતાં કંઇક ધુરકતું હોય તેવું એમને લાગ્યું. આજુબાજુ નજર કરી જોઇ પણ કંઇ દેખાયું નહિ. કાકા સમજ્યા કે કુતરૂં—શિયાળ—નું કંઇક હશે. એમ ધારી નચિંત જીવે આગળ ચાલ્યા. પુરાં પાંચ ડગલાંય આગળ નહિ દીધાં હોય ત્યાં પાછળથી એક ચિત્તા વાઘે ઝાડીમાંથી નીકળી આવી તેમની પીઠ પર થાપો માર્યો. ત્યારે

નસીબે એજ વખતે કાકાને પગે ઠેસ વાગવાથી જરા આગળ વળાઇ જવાયું એટલે પીઠપર બરોબર પંજો લાગતો રહી ગયો. માત્ર ડગલી ફાટી ને થોડો ઉઝરડો પડયો. ચીત્તો નિશાન ચુકયો ને કાકાની આગળ જઈ પડયો. કાકા આફત સમજી ગયો.

"ઓત તારી, આ તો જંગલનો કુતરો સસરીનો" આટલું જ બોલી આ માનવસિંહે વળી સામે આવતા ચીત્તા સામે પોતાનું એક બાવડું ધર્યું ને તેનો ઘા ઝીલ્યો, પણ બીજે હાથે તેનું મોઢું પકડી લીધું ને તેને એક હાથે ઉંચકી રાખ્યો. બરોબર લાગ જોઇને બે હાથે બે જડબાં તેમણે પકડયાં. દરમ્યાન ચીત્તાએ તેમના શરીર પર પંજા ચલાવવા માંડયા પણ કાકાનું માંસ ઘણું કીંમતી હતું. તેમણે હવે વધુ ઠંડક ન રાખતાં ગુસ્સાના આવેશમાં બે જડબા પકડી એટલા તો જોરથી પહોળા કર્યા કે ચીત્તાનું મોઢું ઉભું ને ઉભું જેમ કાપડીયો લુગડું ચીરે તેમ ચીરી નાંખ્યું. ચીત્તો ઢગલો થઇને પડયો. કાકાને ચાર પાંચ ઘા પડેલા. પાસેના નાળામાં લોહીવાળા કપડા બોળી જરા સાફ થયા. કોણી પાસેના મસલમાંથી માંસનો એક લોચો બ્હાર નીકળી પડેલો તે પોતાને હાથે બ્હાર કાઢી નાંખી ઉપર પોતાનો ખેસ જોરથી બાંધી દીધો ને કાકા એવી ઘાયલ અવસ્થામાં ઘેર છેક રાતે ૧૦ વાગે આવ્યા. શહેરી માણસોને ફોલ્લી થાય છે ને ઓપરેશન કરાવવા દિવસના દિવસ હોસ્પીટલમાં રહી આવે છે. પણ કાકાને હોસ્પીટલ બોસ્પીટલની કંઇજ જરૂર નહોતી. ઘા બાજરીયું લગાવી હાથે પાટા બાંધી દીધા ને જાણે કંઇજ થયું નથી તેમ બીજે દહાડે સવારે કાકા ગામમાં નીકળ્યા. ગામમાં આ વાત ફેલાઈ જવાથી બીજે દહાડે પોલીસના માણસો અને કેટલાક જીજ્ઞાસુઓ તે નાળા પર જોવા ગયા. ખરેખર ત્યાં ચીત્તાનું મુડદું, કાકાના ફાટેલ લુગડાંના ચીરા વગેરે પડયું હતું.

એ લોકો એ મુડદું ગામમાં ઢસડી લાવ્યા અને બજાર વચ્ચે અનોપ કાકાની બહાદુરી બતાવવા તેમણે નાખ્યું. કેટલાક સુંવાળા માણસોને તો મરેલો વાઘ જોવાનીયે હીંમત ન થઇ! વખતે એણે મુડદાંનો પાઠ ભજવ્યો હોય ને લાગ જોઇ ઉભો થઈને મારી નાંખે તો?!

ગામ લોકે અનોપકાકાને શાબાશી દીધી. કારણ કે એજ વાઘે એ નાળા પાસે કેટલાય ગામલોકોના જાનવરો માર્યા હતા અને સાંજે વખત કે વખતે માણસની, ત્યાંથી નીકળવા હીંમત ન્હોતી થતી. તે જબરો ત્રાસ રૂપ હતો. એને મારવા માટે એક યુરોપીઅન મુસાફર બે દહાડા સુધી માચડા પર બેસી બેસીને હેરાન થયેલો પણ તે હાથમાં નહિ આવેલો. આ કાકાએ એ ત્રાસ જાનને જોખમે દુર કરવાથી ગામને નિરાંત થઇ અને જે કોઇ સામું મળે તે કાકાને કહેઃ—

"તેં તો ઘણું હારૂં કરેલું રે કાકા. જીવતો રહેજે
ને આમ વાઘ—બાગ મારતો રહેજે"

પણ આ જાતનું માનપત્ર એક ભણેલ દોઢડાહ્યાને ન ગમ્યું એટલે તેણે ગામની સભા ભરી કાકાને જાહેર માનપત્ર આપવાની ખટપટ કરી. ગામમાં છાપખાનું નહિ તેથી માનપત્ર છપાય તો ક્યાંથીજ? એટલે તેણે પોતાને હાથે એક ફુલ્સ્કેપ કાગળ લઈ, નિશાળમાં શીખેલા ડ્રોઇંગની મદદથી જરા બોર્ડર બનાવી અંદર લાલ શાહીથી પોતાને આવડ્યું તેવું ઘસડી કાઢ્યું અને લોકોને તે દહાડે સાંજે ભેગા કર્યા. કાકાને માનપૂર્વક વચમાં બેસાડ્યા ને ભણેલા જુવાને રીતસર ભાષણ કરી માનપત્ર વાંચવા માંડ્યું. તે વખતે તેને ખબર પડી કે કાકા શી ન્યાતનો છે; તે પ્રથમ ખબર નહિ હોવાથી તેણે એટલી જગ્યા કોરી રાખેલી. એટલે તેણે કહ્યું;—

"ભાઈઓ, માનપત્ર તૈયાર છે પણ આપણા કાકા, જેમની બહાદુરી માટે માનપત્ર તો શું પણ વિકટોરીયા ક્રોસ પણ ઓછો

ગણાય તેમની ન્યાત શું તે મને યાદ નહિ હોવાથી—" કાકો વચમાં બીજાઇને બોલી ઉઠયો: " અઇલા પોયરા ! તુ તો ભઇણો પણ ગઇણો નહિ. ગામમાં રેલ ને કાકાની નાતઆત ન જાયણી તે બીજું કાંય જાણવાનો ? એ તો પહોંઇચા તારા માનપાતરાં. અમે લુહાણા, બીજું કાંય કરવાના ? માનપાતરાં મલે કે નોય મલે...અમે તો માથું મુકીને જીવી જાણવાના, હમઇજો ?" બધા હસી પડયા ને તેનું માનપત્ર તેની પાસેજ રહેવા દઈ સૌ ઉભા થઈ ગયા. બધા બોલતા હતા:—

નં: ૧:—' પોયરાને વરી કાકાની જાત હાથે કાય કામ પડેલું ?

નં: ૨:—" પોયરી બોયરી પરણાવવી ઓહે... "

નં. ૩:—" આપણે જાત હાથે કાય કામ ?

કાકો લોહાણો હોય કે દુબળો...

કાકો અટલે કાકો !

ભોળા ગામડીઆ ખરેખર જાતિભેદ ન જોતાં ગુણ લક્ષણોની પૂજા આ રીતેજ કરે છે. માન-ચાંદ, ઇલ્કાબ-ખિતાબ તેમની ભાષામાં નથી. અત્યારે કાકા ગુજરી ગયા છે પણ લોકો હજી તેની વીરતાને યાદ કરે છે, એજ મોટું માનપત્ર.

વાર્તા

: ૬ :

## નાટકમાં તોફાન

## યાને દુલભદાસની ટોળી

આ વાતને ૩૦–૪૦ વર્ષ થયાં. દુલભદાસ એક લોહાણા ખાનદાન કુટુંબના ફરજંદ હતા......ગામમાં તેમની આબરૂ ઇજ્જત ઘણી હતી. તેમના મોટા ભાઇ એ ગામમાં વકીલાત કરતા અને તેમના પિતાશ્રીએ પાંચ ગામ લ્હાણા નાતો કરેલી. નાશક, કાશી, જગન્નાથ વગેરે તીર્થસ્થળોનાં મંદિરોમાં કાયમી યાદ રહે તેવાં ધર્મદાન તેમણે કરેલાં. માતાપિતા આમ બહુ ધર્મનિષ્ઠ હતાં.

દુલભદાસ પોતે નાનપણથી એટલા બધા માતૃપિતૃ ભક્ત, કે તેમને ખાતર પોતાનો પ્રાણ આપવા તૈયાર. આમ પુત્ર–ધર્મનિષ્ઠ હતા એટલું જ નહિ પરંતુ તેમની જ્ઞાતિ–ધર્મનિષ્ઠા તો અપૂર્વ હતી, અને તે નાની ઉંમરથી જ તેમણે જણાવવા માંડેલી. માથાના ફાટેલ તો એવા કે ગામના છોકરા તેમનાથી ત્રાસ પામતા. પણ તેમના તોફાનમાં એક તત્ત્વ ઘણું પ્રશંસનીય હતું અને તે એ જ કે જે પક્ષે સત્ય અને ન્યાય, તે પક્ષની સરદારી પોતે લેતા ને જુલમગાર ટોળીને ડાંડા બાવડાનો સ્વાદ ચખાડતા!

હોળીમાં તો તેમની ટોળી માથાં ઘેર મુકીને કામ કરતી. એ ગામમાં સાધારણ કાદવ કે ગુલાલ અથવા ગાળભેળ ઉડાડીને હોળી ખેલાતી ન્હોતી, પરંતુ ખરેખર પત્થરા સામસામી ઉડતા અને તેમાં અનેકનાં માથાં રંગાતાં. ખરેખર માનવીલોહી રેડીને હોળાદેવીની પૂજા કરનાર અનન્ય ભક્તોમાંના એક તે દુલભદાસ હતા. એમના

કપાળપર એક ચીરો હતો, તે આવી ભક્તિની નિશાની હતી. ગમે તેટલા ઘા પડયા હોય તોય તેમની ટોળી કદી પાછી પડેલી નહિ અને તેમની શેરીની હોળી એ આખા ગામમાં બ્હાદુરીમાં પહેલે નંબરે ગણાતી. આખા ગામની હોળીવાળા બીજે બધે લડવા જતા, પણ આ શેરીનું નામ ન લેતા. નાનપણમાં ગામમાં દુલભદાસનો આમ સિક્કો વાગેલો.

પછી તો સૌને જુવાની દોડતી દોડતી આવી અને સૌને માથે સંસારવ્યવહારની ફીકર પડી. એટલે એ ટોળી વીખરાઈ. ૧૪ વર્ષની ઉમ્મરે તો તડકા છાંયાના નિયમ અનુસાર દુલભદાસને માથે ઘરનો કારભાર આવી પડયો અને વૃદ્ધ માતાપિતાની સેવા તેમણે જાત ઘસીને કરવા માંડી. બ્હાદુરી અને લોહાણાવટ બતાવવાના પ્રસંગ હવે વહી ગયા હતા, પરંતુ તેમના હૃદયમાં વસેલી વીરતા કંઇ વહી ગઇ ન્હોતી અને એક દિવસ તેની કસોટીનો ખરેખરો પ્રસંગ પ્રભુએ મોકલી આપ્યો.

ગામમાં મોરબી નાટક કંપની પહેલવહેલી સ્થપાયા પછી આવી પહોંચી. ગુજરાતી ઇતિહાસમાં નાટક કંપની એ પહેલવહેલી હોવાથી, ને તેનો ખેલ પણ પહેલો હોવાથી આખા ગામમાં એ જોવા માટે તીવ્ર વૃત્તિ ફેલાઈ. દુલભદાસ પણ એ વૃત્તિમાં તણાયા ને તેમણે પોતાની સ્થિતિ અનુસાર ચાર આના કડવા કરી એક સીટ પીટક્લાસમાં મેળવી.

ખેલમાં બધું નવું નવું હતું પણ એક વાતે તો દુલભદાસનું ગંભીર ધ્યાન ખેંચ્યું. એમાં એક લુહાણાનું ફારસ હતું અને તે પાત્રે ખાંધે ડુંગળીનો ખડીઓ નાખી, મોઢામાં ડુંગળી ચાવતો આવતો હોય એવો વેશ કાઢેલો. દુલભદાસનું લોહી ઉતાવળી ગતિએ ફરવા માંડયું. તેને થયું:—

" મારા લુહાણાઓ ડુંગળી ખાય છે; બકાલું વેચે છે. પણ આ રીતે તો નહિજ; ને બીજાઓ ક્યાં નથી ખાતા ? "

પોતાની કોમનું આ અપમાન થએલું જોઈ તેનું કાળજું વીંધાઈ ગયું. પડદો પડે કે ન પડે તે તો ગુસ્સાના માર્યા સીટ છોડી બહાર નીકળ્યા ને સ્ટેજના બારણા પાસે ' મેનેજર ' ક્યાં છે–પુછતા પુછતા આવ્યા. બારણા પર એક બ્રાહ્મણ ગૃહસ્થ ખુરશી નાખી બેઠેલા.

દુલભદાસે ફરિયાદ કરી:—

" સાહેબ, હું એક લુહાણો છું ને મારી ફરિયાદ એટલીજ છે કે તમે જે આ લુહાણાનો ખરાબ વેશ કઢાવો છો તેથી મારી જ્ઞાતિનું અપમાન થાય છે. મારી વિનંતિ એટલી જ છે કે આ ફારસ બંધ કરાવો. કોઈ ભવાઈમાંય મેં અમારો વેશ નીકળ્યો હોય તેનું નથી જોયું.

મેનેજરે કહ્યું: "અરે ભાઈ, આ તો નાટક છે નાટક, અમથા શું કામ ગુસ્સે થાઓ છો ? "

દુલભદાસ: " પણ કાંઈ ખોટાં નાટક તે હોય ? "

મેનેજર: " તેનું તમને શું કામ છે ! જાઓ; તમારાથી થાય તે કરી લો. ફારસ બંધ નહિ થાય "

દુલભદાસની વિનતિ ફોગટ ગઈ એટલે તેમણે તે જ વખતે પાનનું બીડું ઝડપ્યું:—

" તો એલા મેનેજર, કાલે જબરજસ્તીથી બંધ કરાવીશ, તૈયાર થઈ રહેજે.

બધા આ તરંગી માણસ પર હસી પડયા. દુર્લભદાસ કપાળે પરસેવો આવેલો તે લુછતાં લુછતાં ચિંતાતુર ચ્હેરે બ્હાર નીકળ્યા. આખી રાત ઉંઘ ન આવી ને એક પેંતરો ઘડી રાખ્યો.

બીજે દિવસે સવારથી તેમણે જુના લંગોટીઆ ટોળી-મિત્રોને આંગણે ભટકવા માંડયું ને પોતાનો સંકેત સમજાવી દીધો. સાંજના ૭ વાગ્યા સુધીમાં તો બધી તૈયારી થઇ ગયેલી. ઘેરે માબાપે પુછ્યું:—

" એલા દુલભા, કાલ રાતે કયાંક ગીગો'તો ને પાછો આજ કયાં જાય છે ? "

" બા, આજ જાઉં છું; પછી કોઇ દિવસ તમારી રજા વગર નહિ જાઉં. "

નાટકશાળાપર એવોને એવો દરોરો હતો. પણ આજ એક વિચિત્ર બાબત એ હતી કે ઘણા માણસોને માથે ધોળી ટોપી હતી, હાથમાં એક રૂમાલ ને એક લાકડી હતી. તેમાંના કોઇ બીજા વર્ગમાં તો કોઇ ત્રીજામાં તો કોઇ ચોથામાં એમ દાખલ થતા હતા. પણ દુર્લભદાસને કેમ જાણે આજે લખ્ખોની આવક થઇ હોય તેમ માથે જરીની ટોપી ને હાથમાં લાકડી સાથે તે પાંચ રૂપીઆની સીટમાં બીરાજ્યા હતા !

ખેલ શરૂ થયો. બે પ્રવેશ ગયા ને ત્રીજો પ્રવેશ ઉઘડયો તેવોજ ખાંધે ખડીઓ નાખી લુહાણો દેખાયો. લોકોએ જરા હસી લીધું ને હાસ્ય શાન્ત પડયું, તેવાજ જરીની ટોપીવાળા દુલભદાસ ઓડીઅન્સમાં ઉભા થયા ને ત્રાડ મારી:—

" એલા ભવાયા, તું પાછો જા, પાછો. લોહાણાનો વેશ લેતાં કયાંક માથું ખોશે. "

પણ પેલો ન ગયો ને હસી પડયો. પણ આગળ બોલવા પામે તે પહેલાં વળી પાછા જરીની ટોપીવાળાએ ત્રાડ મારી કે:—

" જાય છે કે નહિ ? "

તે તો હવે ખરેખર બીધો. અંદરથી મેનેજર સ્ટેજપર આવ્યો.

"શું કામ તોફાન કરો છો ભાઇ ?"

ત્યાં તો આખા ઓડીઅન્સમાંથી બુમ પડીઃ—

"લોહાણાનો વેશ બંધ કરો."

કેટલાકે બુમો પાડીઃ "એલા...ચાલવા દ્યો." ને જ્યાં વાજાંવાળાએ વળી સૂર કર્યા કે દુલભદાસે હવે જરીની ટોપી ઉંચી કરી. થયું. લડાઇનું સીગ્નલ અપાણું. પેલી બધી ધોળી ટોપીઓ લાકડી સાથે ખુરશીઓ કુદી કુદી સ્ટેજ પર આવી પહોંચી. આ ટોળીએ પડદા ફાડયા. એકટરોને માર્યા. લુહાણાનો વેશ લેનારને તેમજ મેનેજરને જરા ગડદાપાટુના સ્વાદ ચખાડયા. બત્તીઓ ફોડી ને ધાંધલ મચાવી મુકી. અંધાઘોર થયું ને સૌ પલાયન થઈ ગયું. નાટક આમ અડધેથી બંધ રહ્યું.

દુલભદાસની ટોળી, ધાર્યું કરીને ચાલતી થઈ.

બીજે દિવસે પોલીસતપાસ થઇ. માત્ર એક દુલભદાસ સિવાય બીજું કોઇ પકડાયું નહિ.

દુલભદાસે બચાવ કર્યોઃ—

"મેં કોઇને બોલાવેલા ન્હોતા.

લોકોને મારા શબ્દોની અસર થઈ ને મારા પક્ષમાં દોડી આવ્યા. મને મારી કોમનું અપમાન લાગ્યું તે માટે મેં આગલે દહાડે તેમનું ધ્યાન ખેચ્યું હતું; પરંતુ તેમણે ન માન્યું ને મારે બીજે દિવસે જાહેરમાં વિરોધ ઉઠાવવો પડયો. હું તો માત્ર વેશ લેનારને પાછો મોકલવા માટેજ સ્ટેજ પર ગયો હતો. જ્યારે તોફાન કરનાર બીજા લોકો સાથે મને લેવાદેવા નથી."

ખરેખર, તેમના ગુન્હા માટે પુરાવો ન્હોતો. જજે તેને સારી ચાલ ચલાવવા માટે નોટીસ આપી છોડી મેલ્યો. સાથે નાટકવાળાને પણ એ ફારસ બંધ કરવાનો હુકમ કર્યો.

દુર્લભદાસ ઘેર આવ્યા. પોલીસમાં જવું પડવાથી માબાપને ફીકર થઇ હતી. તેના સલામત ઘેર આવવાથી માએ બધું પુછ્યું ને દુર્લભદાસે અથથી ઇતિ વૃત્તાંત કહી દીધો. પોતે કોર્ટમાં સોગન પર જુઠુ બોલ્યો હતો તેનો એકરાર પણ કર્યો.

જો કે પુત્રનો જ્ઞાતિ-ધર્મ પ્રશંસનીય હતો, છતાં તે જુઠું બોલ્યો તે ન માફ થાય એમ હતું; એટલે માએ કહ્યું:—

" આજથી પ્રતિજ્ઞા લે કે નાટક
નહિ જોઉં ને જુઠું નહિ બોલું "

દુર્લભદાસે ખરા હૃદયથી પાણી મેલ્યું.

ત્યાર પછી આખી જીંદગી તેમણે એ બેમાંથી એક પણ પ્રતિજ્ઞા તોડી નથી.

હાલ તેઓ વૃદ્ધાવસ્થાને લીધે સાધુવૃત્તિ રાખી ઈશ્વરના ભજનમાં આયુષ્ય વિતાવી રહ્યા છે.

ખરેખર, પરિણામ ભોગવવાને તૈયાર રહીને પણ એક લોહાણો પોતાની કોમનું અપમાન કદી સાંખતો નથી તેનો આ એક પુરાવો છે.

## લગ્નમાંથી યુદ્ધમાં !
### યાને હાડોરાણો વીર પરશોતમ

પરશોતમના પિતાશ્રી મીઠાઇના ધંધામાં પાંચ પૈસે સુખી હતા. પરંતુ એ પાંચ પૈસા પ્રાપ્ત કરવામાં જે હોય તેના કરતાં વધારે ધનભાગ્ય તો એક વીર પુત્ર હતો તેમાં હતું. ખરેખર એ પુત્રે આત્મભોગથી અપૂર્વ વીરતાનો દાખલો બેસાડી કુળ અને કોમને ઉજ્વળ કરી બતાવ્યું છે.

પરશોતમ ઇશ્વર ઇચ્છાવશાત્ વિધુર થયો, ત્યારે મહાત્મા ગાંધીજીનો અસહકાર દેશમાં દેકારો કરી રહ્યો હતો. તેની ભરતીમાં સૌ તણાયા હતા અને જાણે "સ્વરાજ મળું મળું" થઈ રહ્યું હતું. પરશોતમે આ ભરતીથી ભીંજાઇને વિલાયતી કપડાં ઉતાર્યાં ને બદલ્યાં. હવે શુદ્ધ ખાદીનું કુરતું ને ટાપી એ આ જુવાનનાં "હજાર નૂર કપડાં" હતાં. વિધુરાવસ્થા પ્રાપ્ત થઇ, પરંતુ દેશદાઝ અતિ તીવ્ર હોવાને કારણે એ ચિંતામાં તે અંગત શોક ભૂલ્યો. તેને સંસારી બનાવો માટે ઝાઝો હરખ શોક ન રહ્યો.

આ સંજોગોમાં છ મહિના પછી તેનાં બીજાં લગ્ન લેવાયાં. પરશોતમની હા યે ન્હોતી તેમ ના પણ ન્હોતી. સંસારધર્મ જે કાંઈ હોય તે નિર્લેપભાવે બજાવવા તે તૈયાર હતો ને તેણે વડીલોની ઇચ્છાને માન આપ્યું. પણ એક વાતપર વડીલો સાથે તેને કલહ થયો.

"પરશોતમ, આ તારી ખાદીબાદી
ઉતાર ને આ રેશમી કપડાં
પહેર–વરરાજા આવા મવાલી વેશે
પરણવા જાય, એમાં તારૂં ને
અમારૂં નાક કપાશે."

પરશોતમની ફોઈબાએ "જાનમાં કોઇ જાણે નહિ ને વરની ફોઈ હું" એ રીતે ડોશીશાસ્ત્ર ખાલી કર્યું! પણ પરશોતમે સાફ સંભળાવ્યું:

" ફૂઈબા, પરણાવવો હોય તો પરણાવો,
નહિ તો રહેવા દ્યો. ક્ષત્રિય હથિયાર
ઉતારે તો મારી ખાદી ઉતરશે. "

બૈરાંઓમાં વધુ કોલાહલ થયો ને તેના પિતાશ્રી આવી પહોંચ્યા. હકીકત જાણી ને તેમણે ત્રાડ મારી:—

" ચાલો, મુકો તમારી બૈરાંશાહી પંચાત.
મવાલી લાગશે તો ભલે, મારો દીકરો
મવાલી લાગશે. ભલે મારૂં નાક કપાય.
પણ એને પ્રાણ સમી વ્હાલી ખાદી નહિ
ઉતરે "

પુરૂષના હોંકારાથી બૈરાંઓ બબડીને બેસી રહ્યાં ને જાન ચાલી કાઠીઆવાડ.

રસ્તામાં ફૂઇબાના જીવને કેમેય ચેન ન પડે. એટલે તેણે ઘાટ ઘડી રાખ્યો.

કન્યાને માંડવે સામૈયા, હસ્તમેળાપ, ફેરા વગેરે થઈ ગયેલું અને આખું ગામ આ વરરાજાનો પોશાક જોઈ કૌતુકનું માર્યું જોવા આવેલું. કન્યાના બાપ કરતાં તેની માને આવા ભીખારી જેવા જમાઇ જોઇને કાંઇ કાંઇ થયું ને તેણે ' વરની ફોઇ 'ને પુછ્યું કે આમ કેમ ? બસ એને આ લાગજ જોઇતો હતો ને તેણે સોગઠી મારી:—

" મોટો દેશસેવક થઇ ગયો છે. પેલા ગાંધીએ ગાંડા
બનાવી મેલ્યો છે, ને સેવા તો કાંઈ કરી નથી. જેલનો
સિપાઇ જોઇને તો બ્હીએ એવો છે. કાંઇક ગાઓ
એટલે રોયાને ખબર પડે. "

થયું; હોળીમાં ઘી રેડાયું. ને વેવાણોએ ભેગી થઈ ગાવા માંડયું:

(વ્હાલાજી કહું વાતડી રે–એ રાહ)

આવ્યો વેશ કાઢીને વરવા રે
ગોત્યો ભુખડી–બારસ શું કરવા રે
આવો કેવો જમાઇ ભીખારી
વેવાઇ, તારે ખાવા જાહેરફંડો કરવા રે
ખાદી પહેરે પણ જેલ જવાની બાધા રે
એવા દંભીને કેમ દઇએ રાધા રે

× × ×

પણ વરરાજાનું હૃદય આ મેંણાથી ઉછળું ઉછળું થઇ રહ્યું હતું એટલે તેણે ભર મંડળમાં ઉભા થઈ બૈરાંઓ સામે હાથ કરી શાન્ત થવા નિશાની કરી ને ફટાણું આગળ ગવાતું અટકાવ્યું.

તેણે કહ્યું:—

"મુરબ્બીઓ, તાતા લોહાણાને
એકજ વેણ બસ છે. હવે હું
દંભી છું કે સાચો દેશસેવક છું,
તે આજથી સાતમે દહાડે સાબીત
કરી આપીશ—"

જાનૈયા અને માંડવીઆઓમાં "હં...હં..." થઇ ગયું. ગમે તેમ હોહા થઈ, પણ એ તો ક્ષત્રિયની પ્રતિજ્ઞા.

જાન ૪ દિવસ રોકાઈ ને પાછી વળી ત્યારે કન્યાની માએ ઘણું ભળાવ્યું કે "એ તો ગવાય, કાંઇ એમ થાય છે ખરૂં? જો જો અમારાં બૈરાંના વેણો સામું જોઇ કાંઇ આડું અવળું કરો તો તમને મારી રાધીના સમ છે."

ક્ષત્રિયવરે મુંગા રહી મસ્તક નમાવી એટલું કહ્યું, કે "બન્ને કુળની કીર્તિ વધારીશ, પણ ઘટાડીશ નહિ."

ઘેર આવતાં છ દિવસ પુરા થયા. આ ક્ષત્રિય બચ્ચાએ મુંબઇ આવીને તે જ દિવસે કોંગ્રેસ કમીટીમાં નાગપુર રાષ્ટ્રીયધ્વજના યુદ્ધમાં સત્યાગ્રહી સ્વયંસેવક તરીકે નામ નોંધાવી બીજે દિવસે જવાનું માગી લીધું.

ખરેખર, એકવચની રઘુકુળનો આ સંતાન મીંઢળો હાથ પર બાંધેલાં રાખી બીજે દિવસે નાગપુર તરફ પ્રયાણ કરી ગયો ને સત્યાગ્રહને કારણે બે વર્ષની જેલ સ્વીકારી. પહેરેલી ખાદીને, વેવાણના મેણાને અને બન્ને કુળને ઉજળાં કરી બતાવ્યાં.

ચિતોડમાં, જ્યારે દીલ્હીનો બાદશાહ ચઢી આવતો હતો ત્યારે ત્યાંના હાડા રાણાએ આગલી સાંજે પરણીને ઘેર આવી બીજે દહાડે સવારે મીંઢળ સાથે યુદ્ધ પ્રત્યે પ્રયાણ કર્યું હતું; તે ઇતિહાસમાં નોંધાયલી બીના છે. આ વીર પરશોતમે વીસમીસદીમાં એજ ઐતિહાસિક ઘટનાની પુનરાવૃત્તિ દ્રઢ નિશ્ચયથી કરી બતાવી, લોહાણા જ્ઞાતિનું નામ રાખ્યું છે. ધન્ય, ધન્ય, વીર પરશોતમ, ધન્ય તને, તારી જનેતાને અને તારા પિતાને.

ત્રણ મહિનામાંજ ત્યાંના ગવર્નર સાથે વલ્લભભાઈ પટેલને સંધી થયા પ્રમાણે એ બધા દેશભકત રાજદ્વારી કેદીઓને છોડી મુકવામાં આવેલા. આવા વીરો હજી પણ ભવિષ્યમાં શું નહિ કરે તે જોવાનું છે.

વાર્તા
: ૭ અ. :

## લોહાણો "રોબીનહુડ"
## કચ્છીવીર ખટ્ટો મડાઇ *

એનું ખરૂં નામ ખટાઉ. જ્યારે મુંબઇ બાલ્યાવસ્થામાં હતું અને જ્યારે સાહસિક કચ્છી લોહાણાઓ જેવા કે શેઠ પ્રાગજી દયાળ હરિયાણીના વડદાદા વગેરે બંધુઓએ મુંબઇ શહેરને ઉછેરવામાં ફાળો આપવા માટે કચ્છથી આવેલા વહાણમાંથી આ શહેરની ભૂમિપર પગ મેલ્યો ત્યારે—આશરે ૧૦૦ વર્ષ પહેલાં એ ખટાઉ અહીં આવેલો. એ જમાનો નજરે જોનાર અને આ વાતની સાબીતી આપનાર કચ્છી વૃદ્ધ વડીલો હજી હૈયાત છે.

એક કવિએ ગાયું છે કે :—

"કાં લુહાણી, કાં મીંયાણી એ જ સાચી વીયાણી
અને બીજી તો અમથી વીયાણી"

ખરેખર, જે શુરવીર કચ્છી લોહાણીને પેટ ખટાઉ જેવા વીર જન્મે તે લોહાણી ક્ષત્રાણી માટે ઉપલું કાવ્ય બને તો તેમાં જરાય અતિશયોક્તિ નથી. જુના જમાનામાં વીરોને માનપત્ર આપવાની એ જ એક ફેશન હતી.

એનું નામ 'ખટ્ટો મડાઇ' પડયું, તે એ જ કારણે કે અન્યાયની વાત આવે ત્યાં એનું શૌર્ય ઉશ્કેરાતું—એનો મિજાજ ખાટો થઇ જતો અને તેથી જ તે ખટ્ટો કહેવાયો. અને જ્યારે તેને ન્યાયનો પક્ષ કરતાં ક્રોધ વ્યાપતો ત્યારે જાલીમનું મુડદું પાડયે જ તે છુટકો કરતો અને એથી જ તે 'મડાઇ' યાને અન્યાયનો ખુની

*વિદ્વાન બંધુ શ. માવજી ગોવિંદજી શેઠે કહેલી હકીકતોને આધારે તેમના કહેવા પરથી તેમજ અન્ય બંધુઓ સાથે વાત થતા જણાય છે, કે લોહાણા વીરોની આવી સેંકડો વાર્તાઓ છે. તો જે બંધુઓ આવી વાતો જાણતા હોય તેઓ લખી મોકલશે, તો લેખક તરફથી બીજા ભાગમાં પ્રગટ કરવામાં આવશે.
— લેખક

કહેવાતો. ક્યાં એ ધર્મવીરો અને ક્યાં આજના શબ્દવીરો ? આજે તો કેટલાક યુવકોને ક્રોધ વ્યાપશે તો બહુ બહુ તો પોતાનું માથું ખંજવાળશે અથવા દુશ્મનની પાછળ અડધો કલાક ગાળો ભેખીને શાન્તિ પામશે ' વીર ખટાઉ સ્વર્ગમાં બેઠો બેઠો આ જુવાનીઆ-ઓની તાકાત અને વીરતા પર હસતો હશે કે રોતો ? મને તો લાગે છે કે શરમના માર્યા ને આંખે હાથ દેતો હશે કારણ કે જે મુંબઇની ભૂમિ પર તેણે ન્યાય ખાતર લોહી લીધાં છે ને દીધાં છે, તે ભૂમિ પર આજ લોહી જોઇને ગભરાઈ જનાર લોહાણા યુવકો ફરતા જોઇ તેનો આત્મા કકળી ઉઠતો હશે. એવા વીરોના આત્માને શાન્તિ આપવા ખાતર પણ લોહાણા જુવાનીઆઓએ જીવનમાં અનેકવાર હસતાં હસતાં મરી બતાવવું જોઇએ અને પોતાનો " ગૌ-બ્રાહ્મણ અબળા " પ્રતિપાલનનો ધર્મ બજાવવો જોઇએ.

ખટાઉને માટે કહેવાય છે કે તેની આશરે ૨૦૦ માણસની ટોળી હતી. તે દહાડે પોલીસ કાયદો અને વ્યવસ્થાનું જોર આજના ગુજરાતી જુવાનના જોર જેવું હતું: એટલે મુંબઈના પૂર્વ લત્તામાં - દાણાબંદર, માંડવી વગેરે લતામા તે દાદો કહેવાતો. તેનું રાજ ચાલતું. પણ તે રામરાજ્ય હતું. કોઇનાપર જુલમ કરવા માટે તેણે આ તો-ફાની લશ્કર જમાવ્યું ન્હોતું. કોઈ નાની પ્રજાને ગુલામ બનાવી તેનો દેશ પચાવી પાડવા તેણે ટોળાં ન્હોતાં ઉતાર્યાં. તે તો **परित्राणाय साधूनाम् विनाशाय च दुष्कृताम्** જન્મ્યો હતો, જીવ્યો હતો અને દાદો બન્યો હતો.

ખડકપર કચ્છી દશા ઓસવાળ જૈન વણિક કોમની મહાજન-વાડી હજી પણ ખટ્ટા મડાઇની વીરતાને પ્રતાપે જીવતીજાગતી ઉભી છે. તે જીવે છે,તે ખટ્ટાને જોરે. એ કોમની એ વાડીને એ લત્તામાં જીવનદાન આપનાર ખટ્ટો છે. બાબત એમ બની, કે એ લતામાં ખોજા કોમ પણ રહેતી અને હજીયે રહે છે. એ વખતમાં કેટલાક તોફાની ટીંખળી

ખોજા જુવાનીઆઓએ એ કોમનાં બૈરાંઓની મશ્કરી આદરી. ઘણા દિવસ સુધી આમ ચાલ્યું. વણિકો શું કરે ? તેમણે સાંખ્યા લીધું. પણ તે ક્યાં સુધી ? તેમની ધીરજને હદ આવી અને તેમની કોમના પાંચ શેઠીઆઓ ખટાઉને શરણે આવ્યા. ખટાઉએ તેમને અભયદાન આપ્યું ને ૨૪ કલાક તેમના દુઃખનિવારણ માટે મુદ્દત માંગી લીધી.

ખટાઉનું વેણ છૂટયું, તે જાણે લશ્કરી બ્યુગલ. તેના ૨૦૦ બ્હાદુરો હાજર થઇ ગયા. તેણે તરત જ ખોજા કોમના શેઠીઆઓને ફરિયાદ કરી ને કીધું, કે કાં તો તમારા જુવાનોને વારો નહિ તો અમારે વારવા પડશે. ખટાઉને બરોબર દાદ ન મળી. તેણે લડાઇની હાકલ કરી.

ગલીને બન્ને નાકે તેના બ્હાદુર જુવાનીઆઓ ગોઠવાઇ ગયા. ખટાઉએ એક હુકમ બ્હાર પાડયો "બાળક, સ્ત્રી અને વૃદ્ધ" મુકીને તમારાથી બને તેટલા ખોજા જુવાનીઆઓને અબળાની મશ્કરી કરવાનો સ્વાદ ચખાડો." કહેવાય છે કે એ લોહાણાની સરદારી નીચેનો હિંદુઓનો હલ્લો ૩-૪ કલાક ચાલ્યો, ખોજા જુવાનીઆઓએ પણ પોતાનું હિંદુ-ઇસ્લામી ખમીર બતાવ્યું અને એ મલ્લેમલ્લના જુદ્ધમાં આખરે ખોજા આગેવાનોને નમતું આપવું પડયું અને તેમની જમાતે ખાત્રી આપી, કે "હવેથી હિંદુ મુસલમાન બે ભાઇ બનીને રહેશે અને હિંદુ સ્ત્રીઓ તે અમારી બ્હેનો છે. " તે પછી જ ખટાઉનો હુમલો પાછો ફર્યો. હજી પણ એ વણિક કોમ આ વીર લોહાણાને યાદ કરે છે.

એકવાર ખટાઉ જમવા બેઠો હતો. એક પ્રૌઢ કચ્છી અબળા આવી. એ 'અબળા' તો એક શબ્દ છે, બાકી તે એ જ ક્ષત્રાણીની દુહિતા છે, જેણે સિંધમાં હાથના બલોચે બલોચે લુંટારૂઓને માર્યા છે. જો સામે એક બે જાલીમ હોય તો વીર લુહાણી કોઇ મર્દના બાવડાની આશા ન કરતાં પોતાનું જ પાણી બતાવી આપે છે. પરંતુ આ લોહાણીને આજે લોહાણાવીરને હાકલ કર્યા વગર છૂટકો નહોતો.

તેણે કહ્યું:—

ખટ્ટા, ખાવા શું બેઠો છે? તારી
બેન દીકરીયુંની લાજ લુંટાય છે ને
તને ખાતાં શરમ નથી આવતી?
ઘાસ ખા ઘાસ! દાણો તેં લજવ્યો છે."

ખટાઉએ કોળીઓ પાછો મેલ્યો. અન્નદેવને હાથ જોડી ઉભો થયો. તેનું માથું ફાટફાટ થતું હતું. તેણે કહ્યુ:-

"બા, બ્હેન, પણ વાત શું છે તે મને કહે.
તારૂં દુઃખ દુર કરૂં તો જ ખાઉં નહિ તો મારે
અનાજ પાણી હરામ છે."

આજે આવા વીરો ક્યાં છે? પારકાના દુઃખને ખાતર અનાજ પાણી હરામ કરનાર લોહાણાઓ આજે ક્યાં છે?

લોહાણીની વિધવા પુત્ર વધુની એકબીજા લોહાણા દાદા 'શાવી' એ જરા મશ્કરી કરી હતી. 'શીવી' ની પણ ટોળી હતી. તેય લોહાણો હતો. વીર હતો, પણ તે ઉંધે માર્ગે વળેલો હતો. તેની વીરતામાં કાળા ડાઘ હતા. તેણે એક અબળાની તેમાં પણ વિધવાની અને તે પણ પોતાનીજ બ્હેનની મશ્કરી કરી હતી. કયો લુહાણો તેને માફ કરી શકે? તેમાં પણ ખટ્ટો મડાઇ તેનો ગુનો માફ કરે તો તેની જનની-તેની કોમ લાજે તેમ હતી. 'શાવી'ની ટોળી ખટ્ટાની ટોળીની મદદગાર હતી, છતાં ખટ્ટાએ ધર્મ વિચાર્યો. તેણે ધર્મખાતર ભાઇ સામે જુદ્ધ જાહેર કર્યું ને પણ લીધું કે "શાવીને મારીશ નહિ, પણ તેને કચ્છમાં વળાવું તો જ ખાવું, નહિ તો ખાવું હરામ છે." શાવી પણ લોહાણો એટલે તેણે પ્રતિજ્ઞાને નમતું ન આપ્યું. ને તે હઠે ચડયો.

બપોરે રણતડકે બે ટોળી વચ્ચે જામી. શાવીએ કહ્યું:—

"ખટ્ટા, એમ કચ્છમાં ન જાઉં. તારૂં ને મારૂં
જોર અજમાવ. કાં હું જાઉં છું ને કાં તું જા."

શીવી ને ખટ્ટા વચ્ચે જીવસટોસટની જામી. બે કલાક ગયા. બન્ને મહારથી હતા, પણ ધર્મ ખટ્ટાને પક્ષે હતો. બન્નેનાં શરીર-માંથી લોહી વરસતાં હતાં. આખરે શીવીનું જોર પડ્યું. તે પડયો. ખટ્ટો હવે એકજ ઘા કરે તો શીવી સ્વદેશમાં તો નહિ, પણ સ્વધામમાં પહોંચે તેમ હતો. પણ ના; તેની પ્રતિજ્ઞા જાનથી મારવાની ન્હોતી. વળી ક્ષત્રિયો પડેલા દુશ્મન પર કદી ઘા કરતા નથી. તેણે ચાર કચ્છી વડીલોને કીધું:—

"હમણાંજ મારી નજર પાસેથી
આ શીવીને લઇ જઇ કચ્છના
વહાણમાં નાંખો ને વહાણ
હંકારો, નહિ તો મારાથી કંઈક
અવળું થઈ જશે."

કચ્છ તરફ વહાણ હંકારાયું. તેમાં શીવી હતો, પણ તે બેભાન હતો! ભાનમાં હોય તે લોહાણો કદી હારીને સ્વદેશ જાય ખરો? એ વહાણ ચાલ્યા પછી જ ખટ્ટો ઘેર ખાવા જતો હતો. પણ તેને, બ્હેને પોતાને જ ત્યાં તેડી જઇ ઓવારણાં લઇ એક પ્યાલો પાણી પાયું એ પાણીમાં ક્ષત્રિયતાનો સાચો ખોરાક હતો. આવાં તો અનેક પરાક્રમો ખટ્ટાનાં છે અને તે કચ્છી જગત્ યાદ કરે છે. તે તો હવે ગયો છે, પણ આજનું કચ્છી દરીઆસ્થાન જે તેણે જ બંધાવેલું છે, તે તેનાં શૌર્ય, તેની ઉદારતાની સાબીતી આપતું ઉભું છું. એ કચ્છી રઘુવંશીને કોટિ કોટિ જય રઘુવીર.

---

"બુદ્ધિના બજાર"
માટે
છાપાંઓ શું લખે છે ?

Bombay chronicle 'The humour is quixotic'
મુંબઇ સમાચારઃ ... ... ... 'સારૂં હાસ્ય જમાવે છે'
સાહિત્ય (વડોદરા) ... ... 'જન્મેલા હાસ્ય લેખક'
નવચેતન (કલકત્તા) ... 'હાસ્ય અને ચાતુર્ય ભરેલું'
ગુજરાત (મુંબઈ) ... ... 'આનન્દ આપે તેવું છે.'
ગુજરાતી ( ,, ) ... 'કુતુહલ ને નવીનતા તેમાં છે.'
સૌરાષ્ટ્ર (રાણપુર) ... 'હસાવવાનો હેતુ સફળ થયો.'
નૂતન ગુજરાત, (અમદાવાદ) '(વાંચવાથી) મોટા પ્રમાણમાં ફાયદો.'
ગુજરાતીપંચ ( ,, ) 'મૂંછમાં હસાવે તેવા મર્માળા કટાક્ષ.'
ગુજરાતમિત્ર. (સુરત) 'જીજ્ઞાસા પ્રેરીને ખરેખર હસાવે છે.'
પ્રજામિત્ર કેસરી. (મુંબઇ) 'મૌલિક સર્જન, ઉત્તમ હાસ્ય' વિગેરે
સયાજીવિજય (વડોદરા) 'ખરેખર આનન્દ અને આરામ આપે છે.'
બ્રહ્મદેશ. (રંગુન)... ... 'વખત અને કીંમત વસુલ છે.'
સૌરાષ્ટ્રમિત્ર. (રાણપુર) 'કંટાળેલા મગજને આનન્દ આપે છે.'
ખડાયતામિત્ર. (અમદાવાદ) 'શ્રમિત મગજને પ્રફુલ્લ બનાવે છે.'
નવરોઝ (કલકત્તા)... 'મલકાવે, હસાવે, પેટ પકડાવે છે.'
વિલાસ. (મુંબઈ) ... ... 'જ્ઞાન ને ગમ્મત, તેમની કલા'
લોહાણાહિતેચ્છુ. (રાજકોટ)... ... 'હાસ્યસૃષ્ટિમાં અમર'
સમાજજીવન. (મુંબઇ) ... ... વેગવંતી કલ્પના'
અભ્યુદય પ્રકાશ. (ઝરીઆ) ... ... 'બુદ્ધિબળ વધારે છે.'

—આવા અનેક અભિપ્રાયોઃ—

(કીંમત છૂટક નકલનો રૂા. ૧। ૮. ખ. સાથે)
(બધા આબરૂદાર બુકસેલરોને ત્યાં મળે છે.)

—: અગર લખો :-

**જદુરાય ડી. ખધડીઆ** લેખક અને પ્રકાશકઃ **કાશીસ્મારક ગ્રંથમાળા**
જન્માષ્ટમી હાઉસ, ખેતવાડી મેઇનરોડ, મુંબઇ નં. ૪.

ગ્રંથમાળાના ગ્રાહક થવાથી આ અને દરેક પુસ્તક આઠ આને પડશે !

## " બુધ્ધિના બજાર"
## માટે
## વિદ્વાનો શું કહે છે ?

J. Kajiji Though broad there is humour

રા. ખબરદાર ... 'એનું સ્થાન સર રમણભાઈની બાજુમાં'

રા. મસ્ત ફકીર ... સારી છાપ પાડી છે...ના કરતાં ઘણું સારૂં'

રા. જાગીરદાર ...' મોંટેક્રીસ્ટો કરતાં વધુ સારી તેમાં એક કલ્પના છે.'

રા. શયદા ... 'પાટીયું લખવામાં કમાલ કરી છે.'

## વાંચકો શું કહે છે ?

**'आनन्दम् प्रददाति सर्व जनना चित्तेऽत्र यद् वाचितं**
**शोको नश्यति नैव कापि हृदये चिंता तथा तिष्टति**
**हास्यम् याति मुखा च्च नाशमखिला गच्छन्ति रोग नृणा**
**मेनद् 'बुध्धिबजार' नाम नहि किम कुर्यात् सखे पुस्तकम्**

રા. વ. ભ. ગણાત્રા ( કાવ્યતીર્થ. )

'જુલ્લાબની ગરજ સારી'!!! રા. ભવાનીદાસ. B. Ag. મદ્રાસ

'પત્રવ્યવહારમાં તમારાં વાકયો વાપરીએ છીએ'

રા. હરખચંદ ને તેના મિત્રો (મુંબઈ)

'જે સમજે તેજ સમજી શકે કે તેમાં કીંમતી વીનોદ છે.'

રા. હીરાલાલ શાહ.

'ઉદાસીનતાના દર્દીઓને આ ચોપડી દવા તરીકે વાપરવા ભલામણ કરૂં છું.'

ડો. ભાયાણી M. B. B. S.

'અતિ હાસ્યને લીધે વાંચી ન શકાયું' રા. હમીર

'અતિ હાસ્યને લીધે રોતો જાઉં ને વાંચતો જાઉં" રા. વૈકુંઠરાય.

આવાં અનેક અણમાગ્યાં સર્ટીફીકેટો ચાલ્યાં આવે છે.

બીજાઓ હસી ચૂકયા છે; તમારે હસવું હોય તો હમણાંજ મંગાવો.

છુટક કીંમત રૂ. ૧. બધા આબરૂદાર બુકસેલરો વેચે છે.

—: અગર લખો :—

**જદુરાય ડી. બધેકા** લેખક અને પ્રકાશક: **કાશીસ્મારક ગ્રંથમાળા**
જન્માષ્ટમી હાઉસ, ખેતવાડી મેઇન રોડ, મુંબઇ નં. ૪.

## કાશીસ્મારક ગ્રંથમાળાની બે અપૂર્વ યોજનાઓ

### યોજના ૨.

ગમ્મત સાથે જ્ઞાન આપે તેવી

**૨૫ નાની લીલી જ્ઞાનપોથીઓ** રૂ. ૫) માં

દરેક પોથીનાં પાનાં ૬૪

દરેક પોથીનું પુઠું લીલું

દરેક પોથી જાકીટના ખીસામાં સમાશે.

દરેક પોથીની છુટક કીંમત પાંચ આના

**પોથીઓનાં નામો વાંચો**

૧ ટુંકી વાર્તા કેમ લખવી?

૨. સીનેમા ફીલમ કેમ લખવી?

૩. ઉત્તમ જાહેરખબર કેમ લખવી?

૪. ભાષણ કેમ કરવું?

**લેખકની લાયકાત**

લેખકે અમદાવાદ સાહિત્યસભાની પરીક્ષા પહેલા વર્ગમાં પસાર કરી છે. લેખકે શાસ્ત્રીય જાહેરખબરના વિષયમાં મુંબઇ ઈન્ડીઅન મર્ચંટસ ચેમ્બરની પરીક્ષા માન સાથે પસાર કરી છે

૫. તર્કશાસ્ત્ર વિષે કંઇક.

૬. અર્થશાસ્ત્રમાંથી કંઇક.

૭. મરણ એટલે શું?

૮. યુરોપીઅન એડીકેટ વિગેરે.............વિગેરે.

રૂ. ૫) પુરા અગાઉથી મોકલવાથી આ યોજનાના ગ્રાહક થઈ શકાય છે.

કુલ બે વર્ષમાં આ પોથીઓ ગ્રાહકોને આપવામાં આવશે.

બન્ને યોજનાની વધુ વિગત માટે એક આનાની ટીકીટ બીડી પુછાવવું.

હમણાં જ લખો:—

જદુરાય. ડી. ખંધડીઆ લેખક અને પ્રકાશક: કાશીસ્મારક ગ્રંથમાળા

જન્માષ્ટમી બીલ્ડીંગ, ખેતવાડી મેઇન રોડ મુંબાઈ નં. ૪.

વાર્તા
:૯:

## ટીકીટ નાટકની કે નરકની ?
### યાને ચીમન હાવડો.

### ઓળખાણ

મુંબઈની ઘોઘારી નાતના સ્વર્ગસ્થ શેઠ હરજીવનદાસ આણંદજી વહાણના દલાલનો એ પૌત્ર થાય. એના પિતાશ્રીનું નામ દામોદરદાસ.

નાની ઉંમરથી જ સુખડવાલા, સી. વી. વકીલ, બનાતવાળા, લવા બાદશાહ વગેરેના ઉંચા વાતાવરણમાં એ ઉછરેલો. લવા બાદશાહ કુટુંબની કન્યા શશી સાથે એનું લગભગ પ્રેમલગ્ન થયેલું, એમ કહીએ તો ચાલે.

મોટો જુવાન થયો ત્યારે મઝેનો ગોરો, નમણો અને કોમળ-મુખી લાગતો. પણ શરીર ધરતી ધમધમાવે તેવું કદાવર. આંખો સિંહની હતી. એનું મોઢું જોઈ સ્ત્રીઓ ભાન ભૂલતી. પણ એની આંખો જોઇ પુરૂષો થરથરતા. ઉંચાઇમાં પુરો ૭ હાથ. એવો એ લોહાણો જુવાન ગુસ્સામાં આવતો ત્યારે એની સિંહગર્જના સામે ઉભા રહેવાની ભલભલામાં તાકાત ન્હોતી. ખરેખર એનું શૌર્ય, એનું સાહસ, એનું ક્ષાત્રતેજ અનેરાં હતાં. તાકાતમાં ભલે તે એક ટનનું કાટલું ન ઉંચકી શકતો હોય, પણ તેની કદાવર છાતી, મણબંધી હીંમત અને બે લાલ આંખો એ એક મરણીઆ શૂરાની મોંઘી મીલ્કત તેને બસ હતી. તે ખરેખર સૂર્યનો સંતાન અને લોહાણા ક્ષત્રિયતાનો એક નમૂનો હતો. આ રહી એની સાબીતીઓ:

× × × × ×

### ભરા સાથે યુદ્ધ

૧૯૧૦-૧૧માં એની પોતાની નાટક કંપની સુરતમાં હતી. એ જમાનામાં ખુદાબખ્સ નાટક જોવાની વૃત્તિ ઘણા માણસોને થતી

અને હજી પણ મફતની પાસો કે ટીકીટો મળતી હોય તો કોઇ ખીસામાં ઓછોજ હાથ ઘાલશે ! આવા અનુભવો નાટક કંપનીવાળાને એટલા બધા થયેલા હોય છે, કે જ્યારે પણ ઓડીઅન્સ ચીકાર જુઓ ત્યારે તેમની અદેખાઇ ખાવાને બદલે તેમની દયા ખવાય ! એમાં અડધો અડધ તો બસ મફતીઆ માનવા !

પરંતુ સ્નેહભાવ કે ઉપકારવશ થઇને મફત પાસો મોકલાય તે જુદી વસ્તુ છે. કેટલાક અમલદારો ઓદ્ધાની રૂઇએ અને કેટલાક મવાલીઓ તાકાતની રૂઇએ જબરજસ્તીથી પાસો મેળવે છે અને નિર્બળ કંપનીમાલીકોને તેને તાબે થવું પડે છે. સુરતમાં આમ કાંડાબાવડાના બળથી જીવનાર ' દાદા ' તરીકે ઓળખાતી " મહમદ અને રશીદ " ની એક જુગલ જોડી હતી. આખું સુરત એ બે ' દાદા ' થી ત્રાસતું ત્યાં સુધી કે પોલીસો પણ એની સામે અવાજ કરતાં પહેલાં જરા વિચાર કરતા. આ નાટક કંપની સુરતમાં આવી એટલે પહેલા ખેલ પછી બીજેજ દિવસે આ બે " તાજ વગરના રાજાઓ " પોતાના હંમેશના ધંધા પર જવા નીકળ્યા !

થીએટરના કંપાઉન્ડના મોટા દરવાજા પર ચીમન દાવડો, તેનો મેનેજર હરિદાસ અને એક ત્રીજો ગૃહસ્થ એમ ત્રણ જણ ખુરશી નાખી બેઠેલા. ૧૧ વાગ્યાનો સુમાર હશે. ઉજાગરાને લીધે હમણાંજ ઉઠેલા હોઇ પહેલા બે જણ ચાહ પીતા હતા. દરવાજાનું બારણું ઝાલી 'માનંદ' ભૈયો લાકડીના ટેકા પર ઉભો હતો. ભૈયાએ સામેથી 'મહમદ–રશીદ' ને આવતા જોઇ શેઠને ( ચીમન દાવડાને ) કહ્યું:

" શેઠજી, વો લોક આતે હે... "

" કોન લોક ? "

" સાલે બદમાસ હે, સુરતકે ; મુફતકે એક દો પાસ માંગે ગે...જરા સમાલના, આદમી અચ્છે નહિ હે... "

ત્યાં તો બન્ને આવી પહોંચ્યા ને ભૈયાને જોરથી અવાજ કરી કહ્યું :

" કયું બે, કીધર હે તુમારા મેનેજર ? "

ભૈયાએ સામે આંગળી કરી બતાવ્યા. એટલે મહમદે ચીમન તરફ મોઢું કરી કહ્યું:—

" સલામ શેઠ, એક બાત—"

ચીમને જરા આંખ કાઢી કહ્યું:

" અબી જરા સા બેઠીએ. દેખતે નહિ હેં
દુસરે સે બાત કર રહા હું ; ભૈયા, ઉન્કુ ખુરશી દો."

મહમદે જાણ્યું–આ સીકલ કોઇ જુદી છે. પહેલાંની નાટક કંપનીના માલીકો જેવો આ કોઇ વાણીઓ બામણ ન્હોતો. પણ હલકટ માણસોને મીજાશનો પાર નથી. ભૈયાએ ખુરશી લાવી દીધી, તે જોરથી પછાડી ઉપર બેસતાં તે બબડયો:—

" દેખા...બડા બાત કરનેવાલા...
તું પીછાનતા નહિ હે..."

ચીમન ઉભો થયો.

"કયા હે કયા ? કયું મીયાં ! બોલના વો શીખા નહિ હે...કયા કામ હે બોલો."

" કયા બોલે અબે, પાંચ પાસ ધર દે."
" તું કોન હે...પાસ લેનેવાલા"
"તું મુઝે નહિ પીછાનતા ? જરા તેરા
ભૈયા કુ પુછ. પીછે બાત કર."

ખરેખર, વાણીઓ બામણ માલીક અહીંથી આગળ ન વધતાં પાંચ પાસ કડવી કરી નાંખત. પણ મહમદ સુરતનો દાદો હતો તો ચીમન મહમદના દાદાનો દાદો હતો. એક તો તેનો તુંકારો ને વળી " પાંચ મફત " પાસ જોઇએ, એ ધષ્ટતા આ લોહાણા દાવડાથી

સહન ન થઈ. તેનું માથું ફાટ ફાટ થયું અને પહેલો ઘા પરમેશ્વરનો ગણી— " તેરા બાવાકા માલ હે ? લે યે પાસ "

એટલું કહીને તેણે જમણાહાથની ઉપાડીને એક મહમદના ગાલ ઉપર ઠોકી.

થઇ રહ્યું. લડાઇ જાહેર થઇ. રફીકે ચીમનને પાછળથી એક મુકકો માર્યો, પણ ચીમને પગમાં આંટી મારી તેને પાડી એક લાત પેટમાં લગાવી. દરમ્યાન મહમદને કમરમાંથી ઉપાડી તેને પટકયો ને એક લાત સાથે દરવાજા બહાર ફેંકયો. બન્ને હતા તો પવનની ફુંકે ઉડી જાય તેવા, પણ એવા મરણીઆ ને ઝેરીલા કે દુસ્મનને જાનથી માર્યેજ છુટકો કરે. ચીમન જેટલી તાકાત ન્હોતી એટલે શરીરબળ તો નકામું હતું; એટલે રફીકે છરો જ કાઢયો ને ચીમન પર ધસ્યો, પણ ચીમને તેનું કાંડુ રાક્ષસી જોરથી દાબ્યું. મહમદ પણ છરો કાઢીને આગળ વધ્યો પણ ભૈયાએ તેને બાથમાં પકડી રાખ્યો. તોફાન થતાં માણસો ભેગા થઇ ગયેલા ને પોલીસો આવી લાગેલા. બન્નેને સમજાવી પટાવી તોફાન સમાવવામાં આવ્યું ને પાછા વાળવામાં આવ્યા, પણ મહમદ જતી વખતે કહેતો ગયો—

" અભે યાદ રખ, બનીયા, કભી મેં તેરા
જાન ન લઉં તો મેરા નામ મુહમદ નહિ. "

તે વખતે તો પત્યું.

કંપની બીજાને દીધી ને ચીમન છુટો થયો. એ વાતને ૧૭ વર્ષ વીત્યાં અને તે મુંબઇમાં વેપારી ધંધે લાગી ગયો હતો. એ પહેલાનું જુવાનીનું જોર ન્હોતું, છતાં તેનું શૌર્ય એક તોલો પણ ઘટયું ન્હોતું.

એક દિવસ ગીરગામ બેકરોડ પર તે શાક લઇને ઘેર જઈ રહ્યો હતો. સામેથી એક મુસલમાન ચાલ્યો આવતો હતો, પણ ચીમનની નજર ન્હોતી. પાસે આવતાં મુસલમાને ચીમનનો ખભો પકડયો.

"કોણુ બે સાલે, વો કંપનીવાલા ?" ને એણે કમરમાંથી સર્પની જીભ જેવો છરો કાઢી છાતી પર ઘા કર્યો, પણ ચીમને શાકની ઝોળી આડી દઇ છાતી બચાવી; બીજો ઘા પાછું ફરી પીઠપર ઝીલ્યો ને લોહીની ધારા ચાલી. ચીમને શૌર્ય એકઠું કર્યું. શાક નીચે ફેંક્યું ને મહમદનું છરાવાળું કાંડુ પકડી એવું તો મરડ્યું, કે છરો હાથમાંથી પડ્યો. ચીમને તે ઉપાડી લીધો ને મહમદના હાથ પર ને મોં પર કુલ ત્રણ ઘા કર્યાં. મહમદ પડ્યો. ચીમન તેને મારી નાખત, પણ લોકો વચ્ચે પડયા ને બન્નેને પોલીસ થાણે લઇ જવામાં આવ્યા. ડાયરી થઇ ને મહમદ પર કેસ મંડાયો. મહમદને જેલ સિવાય બીજું શું હોય ? પણ જેલ કરતાંય તેને એક ઘા કરવા માટે ત્રણ ઘા લેવા પડયા હતા, એ મોંઘી કીંમત તેને અસહ્ય હતી. ભર રસ્તા વચ્ચે તેના ઉતરેલા પાણીનો વિચાર તેને અસહ્ય હતો. ફરી તેણે ચીમનને મોઢું નથી બતાવ્યું.

× × × × ×

## દાણાવાળાનો દમામ

ઘરમાં નાળીએર જોઇતું હતું. ચીમન પૂજા કરતો હતો. શશી જાતે નીચે દાણાવાળાને ત્યાં નારીયેળ લેવા દોડી. લઇ આવીને ફોડ્યું તો ખોટું નીકળ્યું. શશી ખીજાણી. પાછી ગઇ ને કહ્યું:—

"ભાઈ, મેં તને ન્હોતું કીધું, કે
ખોટું દઇશ મા ? શું હરામખરામના
નાણા આવે છે ? આ રહ્યું, તારૂં
ખોટું નારીયેળ; બદલી દે."

દાણાવાળો જરા માથાફાટેલ હતો—એવો કે એના પૈસા કોઇ ખાઈ શકતું નહોતું. ઉઘરાણી માટે એણે કદી દીવાની દાવો નહિ માંડેલો ! એનું કાંડુ એજ એનો જપ્તી કરનાર બેલીફ હતો. એક

બાયડીના મોઢામાંથી 'હરામનાં નાણાં' સાંભળતાં તે જાતપર ગયો ને તેણે પોત પ્રકાસ્યું. મોઢામાંથી ખબ બિભત્સ ગાળ કાઢી કહ્યું—

"જા...તારા માટીને કહે કે નથી
બદલી દેતો......નો માલ આવે છે?"

શશી ભોંઠી પડી. પાછી ગઇ ને ઘેર જઈ રોઈ પડી. ચીમને વાત જાણી. ઠાકોરજીને ભોંય પર પડતા મેલી ખોટું નારીયેળ લઇ ઉઘાડે શરીરે તે નીચે દોડયો:—

"એઇ સુવરના બચ્ચા, નારીએળ
બદલી દે છે કે નહિ?"

દાણાવાળોઃ—"તારો બાપ..."

થઇ રહ્યું. એજ નારીએળ ચીમને એટલા તો જોરથી દાણાવાળાના કપાળપર માર્યું કે માથું ફુટયું. તેના નાના ભાઇએ ચીમન સામે બશેરનું લોઢાનું કાટલું ફેંક્યું, પણ એજ કાટલું બૉલ માફક ઝીલી લઈ ચીમને તેનીજ સામે ફેંકી, તેનું પણ માથું ફોડયું ને પોતાને હાથે નવું નારીએળ લીધું: ઘેર જતાં કહ્યું:—

"કોઇ ગૃહસ્થની બૈરીને બિભત્સ
ગાળ હવેથી દેજે—તારી
માએ શેર સુંઠ ખાધી હોય તો!"

એ ઘેર આવ્યો. અડધા કલાકમાં તો પોલીસ વગેરે આવી ચઢયા ને ચીમનને થાણામાં જવું પડયું. બન્ને દાણાવાળા હોસ્પીટલમાં પડયા હતા. જુઆનીમાં પોલીસ ઇન્સ્પેકટરને જણાયું, કે કજીયો નાનો હતો અને ચીમને " Under grave provocation " ગાળ અને અપમાનને લીધે જ હાથ ઉગામેલો. એણે કેસ માંડવાળ કરાવ્યો ને ચીમને તેમજ દાણાવાળાએ દરેકે પચ્ચીસ પચ્ચીસ રૂપીઆ ધર્માદામાં દીધા.

વગર મફતનો રૂપીઆનો ખર્ચ થવાથી દાણાવાળાની વહુ

એના વર પર છેડાઇ ને જ્યારે એ હોસ્પીટલમાંથી ઘેર આવ્યો ત્યારે તેની વહુએ ખબર લીધીઃ—

"છાસમાં માખણ ગયું ને વહુ ફુવડ
કહેવાઈ. એવો ધંધો તમને કોણે કરવા
કહ્યો'તો ? કોઇ સારા માણસની વહુને
એમ ગાળ દેવાય ? આજ તો તે છે ને
કાલે તમારી વહુને કોઈ ભાંડી જશે તો ? "

દાણાવાળો પસ્તાયો. તે ચીમનને ઘેર આવ્યો ને તેણે શશીને "બ્હેન" કહી માફી માગી. ચીમનને જે રૂા. ૨૫) ધર્માદા દેવા પડયા હતા, તેમાં રૂા. ૫) બીજા ઉમેરી રૂા. ૩૦) લુગડાંના દીધા. ચીમન ઉપકારના ભાર નીચે દબાયો. દાણાવાળાને માફ કરીને પુછ્યું:—"તમે કવા છો ?"

તેણે કહ્યું:—

"કચ્છી લોહાણા."

લોહાણો શબ્દ સાંભળતાં ચીમન પણ એને પગે લાગ્યો.

તે દિવસે દાણાવાળાના આખા કુટુંબે ચીમનને ત્યાં લાપસી ખાધી ને બન્ને કુટુંબ ભેટયાં! ધન્ય, લોહાણા, ધન્ય.

તબીયત બગડતાં ચીમન દાવડો ૧૯૨૨ માં આ ફાની દુનીઆ ત્યજી ગયો છે, પણ તેનું શૌર્ય લોહાણા ઇતિહાસમાં તેની સાક્ષી આપવા હમેશ ઉભું રહેશે.

વાર્તા
: ૯ :

## આનું નામ તે લોહાણો જુવાન
## યાને સ્વમાની વીર વસાણી

[ નોંધ : રાણપુરથી પ્રગટ થતા 'સૌરાષ્ટ્રમિત્ર' કાર્યાલય તરફથી ભેટના પુસ્તક તરીકે 'જ્વાલા' નામનું હમણાં એક પુસ્તક બ્હાર પડયું છે. (એ પુસ્તક હાલ મળવાનું ઠેકાણું : શા. અરવિંદ ટાણાકર. આનંદકુટિર મુ. ટાણા, શીહોર થઇને, કાઠીયાવાડ) એ કૃતિ સ્વ. ટપુભાઈ વસાણી નામના એક જવાંમર્દ લોહાણા જુવાનનો સાહિત્ય-સંગ્રહ છે અને તે મિત્રધર્મે દીધેલા પોતાના વચન અનુસાર ગુજરાતના એક વિદ્વાન બંધુ રા. છેલશંકર દ. વ્યાસે કર્તાના અવસાન પછી પ્રગટ કરાવ્યો છે. એ પુસ્તકમાં કર્તાનું જીવન 'બાલયોગી' મથાળાથી રા. વ્યાસ હૃદયના તાર ડોલાવે એવી શૈલીમાં આલેખે છે અને તે વાંચતાં ઘડીભર શોક થઇ જાય છે કે 'આવો લોહાણો સૂર્ય આમ અધારે પ્રગટીને આથમે ?' એના જીવનમાંથી લોહાણાજગતને ઘણું શીખવાનું મળે છે અને અમારે મતે એક આદર્શ લોહાણા જુવાનના સાચા ચિત્રપરથી પડદો દુર કરી રા. વ્યાસે ખાસ કરી લોહાણા જ્ઞાતિની અમૂલ્ય સેવા કરી છે જે માટે અમારી કોમ તેમની સદાની ઋણી રહેશે. એ લોહાણા જુવાનના જીવન-માંના વીરતાના બનેલા પ્રસંગોનું અહીં અવતરણ કરીએ છીએ અને આશા રાખીએ છીએ કે લોહાણા જુવાનો આ વીજળીના ચમકારા જેવા તેજસ્વી જુવાનનાં આદર્શ તેજ ઝીલી જુવાની દીપાવશે. જ. કુ. ખં. ]

એનું નામ ટપુભાઇ ત્રિભુવનદાસ વસાણી. બાવીસ ત્રેવીસ વર્ષનું એ કુમારજીવન કેટલી બધી ભવ્યતા વડે મઢાયું છે ?

કોટડાપીઠાના રહીશ મૂળજીભાઇ વેલજીભાઇના એ પૌત્ર. વડદાદા વેલજીભાઈ જેમણે એક ચારણે નાંખેલા ૫૦૦ રૂપીઆના શુકનને વધાવી લઇ નિઃસ્વાર્થ ભાવે રૂપીઆ ગણી દીધા અને પાછા લેવાની ના પાડેલી—એવા ઉદારચિત્ત મોર-વડવાઓના

છોડાંઓને પ્રભુએ ચીતરવાં નજ પડે. વીરતા અને ઉદારતા સાથેજ વસે છે. વીરતા હોય ત્યાંજ ઉદારતા હોય અને એ ન્યાયે આ ઉદાર વડદાદાના પ્રપૌત્રમાં ઇશ્વરે ઉદાર—વીરતા ઉતારી. નાનપણથી એણે **struggle for existence** તો નહિ પરંતુ **struggle for honouable existence** એટલે કે સ્વમાન સાથે જીવવાનું યુદ્ધ માંડયું—કહો કે એ દેહની અંદર રહેલો લોહાણો આત્મા તેને ટોક ટોક કરી રહેલ હતો.

એ જુવાનમાં સ્વમાન માટે પ્રાણ પાથરવાની વીરવૃત્તિનાં બીજ એક દહાડો આમ વવાયાં :—

" × × એકદિન મેલાં કપડાં પહેરી તે પોતાના તાલેવન્ત સંબંધી જનને ઘેર રમવા ગયા હતા. શ્રીમંત સંબંધીએ શ્રીમંતાઇના કેફમાં કિશોર ટપુની અવહેલના કરી કહ્યું:–' આવે ગંદે કપડે અમારે ત્યાં આવીશ નહિ. ' ઘણાં બાળકો અપમાન ગળી જાય છે અથવા રોતાં રોતાં ઘેર જાય છે, પણ સ્વમાની સિંહના બચ્ચાએ કહ્યું–' ઠીક કાકા, હવે જ્યારે તમારાથી ઉંચેરો થઇશ અને તમે બોલાવવા આવશો ત્યારે જ તમારા આંગણામાં પગ મુકીશ. ' આખરે એ કાકાને નમવું પડેલું ! અહીં એનામાં સ્વમાનનું બીજ વવાયું.

અમરેલીમાં અભ્યાસ કરતા ટપુભાઇને એક દિવસ અચાનક મહાવીર હનુમાનજીનો પડકાર સંભળાયો. તેનું શરીર લઠ્ઠ નહોતું. કોઇ તોફાની વિદ્યાર્થી સાથે લડતાં તેને શરીરબળની જરૂર દેખાણી: તેને થયું: " શા માટે હું દશવીશ જુલ્મગારોના માથા ન ભાંગી શકું ?" બસઃ એના બીજને અહીં ખાતર–પાણી મળ્યાં અને તેણે શરીરની ખેડ આદરી.

થોડા માસમાં તો એ માનવ સલેકડું એક ભીમકાય પહેલવાન બન્યો. પંદર પંદર લાકડીધારી માણસોના ટોળામાંથી એ લાકડી ફેરવતો ક્ષત્રિય બચ્ચો વગર ઇજાએ આરપાર નીકળી જતો. પણ એની ખરેખરી

શક્તિઓ તો હજી કોઇએ જાણી ન્હોતી. શરીરવિકાસ કયાં સુધી થઈ શકે છે તે તેણે જુનાગઢ કોલેજીયનોના વાર્ષિકોત્સવમાં બધાને છક્ક કરીને બતાવ્યું. એ ઉત્સવમાં સાધારણ નિરસ રમતો ગમતો જ હતી તેમાં તેણે છાતી પરથી ગાડું ચલાવી, વજનદાર પત્થર ફોડાવીને રસ પૂર્યો અને જગતને લોહાણા પહેલવાનની હસ્તીનો પૂરાવો આપ્યો.

હવે આ જુવાનની જુવાની ફાટફાટ થતી હતી. તે ક્યાંય મા'તી નહતી, અને જ્યારે જ્યારે તેના સ્વમાનનો પ્રસંગ પ્રાપ્ત થતો ત્યારે તે પોતાનો ક્ષાત્રધર્મ બજાવવા ચૂકતો નહિ. એકવાર આ સ્વમાનપ્રિય લોખંડી જુવાનનું એક મોનીટરે અપમાન કર્યું. તેથી ટપુએ તેને જરા સ્વાદ ચખાડ્યો. મોનીટરે માસ્તર પાસે ફરિયાદ કરી. માસ્તર છેડાયા ને ગેરહાજર ટપુ જેવો આવ્યો તેવો જ માસ્તરે તેને સોટીથી ઉધડો લેવા તૈયારી કરી. પણ ટપુએ ઉગામેલા હાથને એટલા તો જોરથી પકડ્યો કે માસ્તર સ્થિર થઇ ગયા. ટપુએ એટલું જ કહ્યું: "આ પક્ષપાત થાય છે, હું સાવ નિર્દોષ છું, દોષિત હોઉં તો તમારી દશ બુટો ખાવા તૈયાર છું પણ નિર્દોષ છું એટલે તમને મને મારવા નહિ દઉં." ફરિઆદ આથી આગળ વધીને હેડમાસ્તર પાસે ગઈ ને ત્યાં પણ આ લુહાણા જુવાને "સ્વમાન પહેલું, વિદ્યા પછી:" એ અલ્ટીમેટમ સંભળાવી દીધું. સૌ મ્હાત થયા અને તે પછીથી વિદ્યાર્થીઓના કજીયા ચુકાવવા ટપુભાઇને લવાદ નીમવામાં આવ્યા. પણ એમની વીરતા અહીં જ અટકી નથી.

એકવાર મેટ્રીકની પરીક્ષા આપીને ટપુભાઇ પોતાના બે મિત્રો સાથે ચાલ્યા આવતા હતા. રસ્તામાં ત્રણ મજુરોને એક ભાર ભરેલી હાથગાડી મહા મુશીબતે ખેંચી જતા જોઇ તેમને દીલમાં દયા આવી ને લાગી આવ્યું: "વૃદ્ધ ગરીબો આવી કાળી મહેનત મારા દેખતાં કરે તો પછી મારા જેવા તાકાતવાન જુવાનીઆ કરશે શું?" તેમણે મજુરોને તરત જ દુર કરી રેંકડી વેપારીને ત્યાં પહોંચાડી, પાંચ પાંચ

મણની ગુણો ખાંધે ચઢાવી વખારમાં થપ્પી મારી ગોઠવી દીધી ને પૈસા લઈ મજુરોને દઈ દીધા ! ખરેખર ! શરીરબળ કંઈ બધી જ વખત માણસોને મારવા માટે નથી વપરાતું, પરંતુ ઘણી વખત તેમને આમ તારવામાં પણ વાપરી શકાય છે એ વાત આ લોહાણા પહેલવાને જગતને સાબીત કરી આપી. વિદ્યાર્થીજીવનમાં આમ તેણે બ્રહ્મચર્યના પ્રતાપે મેળવેલા શરીરબળથી અનેક જુવાનોને કુસ્તીમાં મહાત કરી અનેકનાં કામો કરી આપી હવે તેણે જગતને આંગણે મોટા "જીવન રણક્ષેત્ર"માં પગ દીધો. ભાઈ છેલશંકર કહે છે :—

> "સ્વમાનની ભાવના અભંગ જાળવવા માટે જાન જોખમાવનાર આ વિદ્યાર્થીની કિશોર અવસ્થામાં બનેલી આવી ઘટનાઓ તેનામાં લડાયક વૃત્તિઓ Fighting tendencies હોવાની સાક્ષી પુરે છે"

અને તે લડાયક લોહાણા ક્ષત્રિય જાતિનું સંતાન હોવાથી આ વૃત્તિઓ તેનામાં નહોત તોજ નવાઈની વાત હતી. આમ તેણે ક્ષત્રિય-જન્મને સાર્થક કર્યો—એ ભાઈ વ્યાસની ચિકિત્સા અક્ષરશઃ સત્ય છે.

જગતને આંગણે પગ દીધા પછી આ સાહસિક યુવાન વધારે મોટાં સાહસો ખેડે છે. ભાઈ વ્યાસ એક પ્રસગંનું વર્ણન આપતાં લખે છેઃ—

"કાઠિયાવાડમાં કાઠી એટલે બહુ ભાગે ઝેરીલી ને કિન્નાખોર જાત. તેનાથી ભલભલા માટીઓ કડપ ખાય. જુવાન ટપુભાઈને એક ફાટેલા કાઠીનો ભેટો થયો. અમરેલીની એક શેરીમાં આ કાઠીએ ટપુભાઈનું અકારણ અપમાન કર્યું. મારૂતિના ઉપાસક આ જુવાને ફડાક કરતો ચાડોડી તમાચો એ ફાટેલા કાઠીના ગાલપર ચોડી દીધો. કાઠી સમસમી ગયોઃ 'યાદ રાખજે' એટલું કહીને ચાલ્યો ગયો. એક વરસ પછી કોટડાપીઠા જતાં ટપુભાઈને વગડામાં પેલો કાઠી મળ્યો. વાંકડા બરછટ વાળ, ખૂની ચ્હેરો અને કેડે લટકતી તરવાર !

આંખો મળી. જૂનું વેર જાગૃત થયું ને કાઠીએ તલવારની મૂઠપર હાથ મૂકયો. સત્તર વર્ષના આ છોકરાએ એકજ કુદકો મારી કાઠીનો હાથ જકડી લીધો. મહાવીરના ઉપાસકનો એ પંજો એટલે જાણે મડાગાંઠ ! કાઠીને બળની પરખ થઈ ગઈ ને તે નીચે મ્હોંએ ચાલ્યો ગયો."

ત્યાર પછી એક વાર ગીરનાર ચઢવા જતાં એક ભયંકર અઘોરી બાવાને તેણે લોહાણાની જુવાનીનો સ્વાદ એવો તો ચખાડી દીધો હતો કે ફરીને કોઇનું નામ લેશે !

પણ એ જુવાને મુંબઇમાં જીવનવિગ્રહનાં મંડાણ કરતાં સાહસની અવધિ કરી.

ગરીબીને કારણે તે મઝગાંવની મસ્જીદમાં સુવા જતા ! મુસલમાનોની વચમાં, તેના પવિત્ર ધામમાં આમ મફત સુવાનો લાભ એક હિંદુ લેવા જાય તે તો એક લોહાણા જુવાનનાંજ કામ. પણ એકવાર તેના બળની કસોટી થઇ.

મધરાતે એક ફાટેલી ગોદડી સાથે એ મસ્જીદમાં દાખલ થયો. ખુણે ગોદડી બીછાવી. પોષ મહિનાની ટાઢ અને બરફ જેવો ઠંડો પવન ફુંકાતો હતો. બીજા ખુણામાં પડેલા બે પઠાણો આ અજાણ્યા જુવાનને રોજ જોઇ જરા વિચારમાં પડેલા. આજ તેમણે કાવતરૂં કર્યું, ને તેને મારી કુટીને લુંટવાનો સંકેત કર્યો, કારણ કે તે 'કાફરની ઓલાદ' છે એવો તેમને શક ગયેલો !

એક વાગે દીવો ઓલવાતાં એક પઠાણ સર્પની જીભ જેવો છરો લઈ તેની છાતીપર ચઢી બેઠો ને બીજાએ તેનાં ખીસાં તપાસવા માંડયાં. યુવક પ્રસંગ ચેતી ગયો. પઠાણનો બીજો હાથ ગળુ દાબી રહ્યો હતો ને ચું કે ચાં કરે ત્યાં જાન જાય તેમ હતું. તે ઘડીભર શાન્ત પડી રહ્યો. પઠાણોને ખીસામાંથી કંઈ ન મળ્યું એટલે દાઝના ગાજ્યા ઉભા થઈ લાત મારી બોલ્યાઃ "મવાલી ! બદમાશ કે પાસ એક પાઇભી નહિ હે !" આકાશમાંથી વીજળી પડે તેમ ટપુ જયવજ્રાંગની ગર્જના કરતો ઉભો થઇ એક પઠાણપર તૂટી પડયો. હજી બે પઠાણો

ચેતે તે પહેલાં તો બન્નેના લમણાપર બે મુક્કા એટલા તો જોરથી લગાવ્યા કે બન્ને ધરણીપર બેભાન અવસ્થામાં ઢાળી પાડયા. મુસલમાનો જાગી ગયા ને આ બ્હાદુર છોકરાની બ્હાદુરીપર કુરબાન થયા.

આવો સાહસિક! આવો શૂરવીર લોહાણો ક્ષત્રિય જુવાન! આખર એક "હાય ગરીબી" ને કારણે મુંબઈમાં ગળાઈ ગળાઈને દેશમાં ગયો. એને પાંડુ રોગ લાગુ પડયો ને એ ઇશ્વરનું નામ લેતાં આ ફાની જગત્–બેકદર લોહાણા જ્ઞાતિને છોડી ગયો છે. એને માટે એક પ્રોફેસરે ટીકા કરી છેઃ—

> ' He can maintain his self-respect without being arrogant and impress his personality, without being impertinent.'

આ જુવાન વિષે છેલ્લે રા. વ્યાસ લખે છેઃ—

> ' તે મેધાવિન હતો એટલો જ બળવાન હતો. સુદૃઢ શરીરની તાકાત એના વિશુદ્ધ બુદ્ધિવૈભવ જેટલી જ સમૃદ્ધ હતી. એ જેટલો તત્ત્વદર્શી હતો તેટલોજ પહેલવાન હતો. × × નિખાલસ વીરત્વ સાથે રૂદન પણ સંકળાયું છે અને સાચું રૂદન મર્દોજ કરી શકે છે. વસાણી જવાંમર્દ હતો એટલેજ તે બીજા જુવાનોની પામરતા, હલકાઇ, નિર્વીર્યતા જોતો, ત્યારે આખી રાત રડયા કરતો."

ખરેખર આ લોહાણોસૂર્ય કંઇક પોતાનાં કિરણો ફેલાવે તે પહેલાં જ રાહુનો ગ્રાસ થયો અને સૌરાષ્ટ્ર અને હિંદ તો ઠીક, પરંતુ તેના અકાળ અવસાનથી લોહાણા જ્ઞાતિએ એક એવો ભાવિ મહાપુરૂષ ખોયો છે કે જે કરોડો આંસુ અને આત્મભોગો સિવાય તે પાછો નહિ મેળવી શકે!

  

# ઇતિહાસપ્રસિદ્ધ લોહાણા વીરો

અને

# જુદ્ધે જનારા જુવાનોનો

# ટુંકુ પરિચય

**રાણા અગમસિંહ** ઈ. સ. ૭૦૦

આ રાણા સિંધમાં આશરે ઈ. સ. ૭૦૦ માં રાજ્ય કરતા હતા, અને તે લોહાણા ક્ષત્રિય હતા એમ 'ચચ્ચનામા' નામના પુસ્તકમાંથી જણાય છે. આ હકીકત બતાવે છે કે એ સૈકા સુધી ઉત્તર-પશ્ચિમ હિંદમાં આપણાં રાજ્યો પ્રસરેલાં હતાં. રાણો અગમ બહાદુર નર હતો અને એણે અનેક લડાઇઓ લડી ક્ષત્રિવટ સાચવી હતી. મુસલમાનોની સ્વારીઓ સામે ટક્કર ઝીલી હતી. વીરોને જ માથે દુશ્મન હોય છે પરંતુ દાના તો થોડાક હોય છે. રાણા અગમને દુર્ભાગ્યે એના દ્રોહી સારસ્વત દીવાન ચચ્ચે એનો વિશ્વાસઘાત કરી દગાથી ઝેર દઈ એને મારી નાખ્યો, અને બ્રાહ્મણરાજ્ય સ્થાપ્યું. આપણું છેલ્લામાં છેલ્લું રાજ્ય આમ એક દગાખોર પુરોહિતને લીધે કાયમને માટે ગયું. એ બ્રહ્મદેવના રાજમાં લોહાણાઓને માથે જુલમ વરસવામાં બાકી નથી રહી. હશે ! એવાં ક્યાંથી ધન્યભાગ્ય કે બ્રહ્મપુત્રોને હાથે ક્ષત્રિપુત્રોનું સત્યાનાશ જાય ?

  

**વીર દાદા જશરાજ** ઈ. સ. ૧૧૦૮–૧૨૦૦

  

જસોડ તણ સમરિયે, જણ કુંકુમ કરવ ધરે.
હાથાં ત્રિશૂલ ઝળઝળે સદા સમરતાં સંકટ હરે.

❦ ❦ ❦

દીલ દયાવંત હીંગોરલા કરી સાર સેવકતણી
નવનિધ સંપન સેવિયા, **વીર જસા બેલે ધણી**

બારોટોનાં વીરકાવ્યમાંનાં ઉપલાં અવતરણો પરથી વીર દાદા જસરાજ સીંધમાં બેલાના રાજા હતા એમ જણાય છે. તેમની:વીરતા પ્રાતઃસ્મરણીય છે એમ કહીએ તો ચાલે.' એમણે મુસલમાનો પાસેથી દાદાએ ગુમાવેલું રાજ લડીને લીધેલું. છેવટ ઐતિહાસિક માન્યતા પ્રમાણે તેમનાં લગ્ન થતાં હતાં તે વખતે બુમ પડી કે દુશ્મનો ગાયો હાંકી જાય છે; એ વખતે આઘુંપાછું કાંઇ ન જોતાં એમણે લગ્નમંડપમાંથી રણક્ષેત્રમાં પ્રયાણ કરી દુશ્મનો સામે લડાઇ કરી. લડતાં લડતાં દાદા મરાયા પણ તેમનું ધડ લડતું જ રહ્યું ! ત્યારે લોહાણાઓએ પ્રતિજ્ઞા કરી કે " લગ્ન વખતે અમે શોકચિન્હો ધારણ કરી આ પ્રસંગની કાયમ યાદ રાખશું. જેથી તેમના જીવને શાંત થઇ ને તેઓ સ્વર્ગે પ્રયાણ કરી ગયા. આપણામાં લગ્ન વખતે કન્યાને સફેદ પાનેતર ને વરરાજાને માથે સફેદ સાફો હોય છે, એ શોકનાં ચિન્હે, આ વીર દાદાની વીરતાનું સ્મરણ કરી પ્રસંગ પ્રાપ્ત થતાં એનાજ જેવા વીર થવા માટે સૂચવે છે.

❦ ❦ ❦

**શ્રી અમરલાલ, (ઉડેરાલાલ અથવા દરિયાદેવ)** ઇ.સ. ૧૪૦૦

સિન્ધ પ્રાંતમાં નસરપુર ગામમાં આ દેવાંશી વીર પુરૂષનો જન્મ વિ. સં. ૧૪૫૪માં થયેલો. એ વખતે હિંદુઓનું—લોહાણાઓનું રાજ્ય જવાથી મુસલમાનોનાં રાજ્ય થયેલાં. અને જુલમ વધી પડેલા. આ મહાપુરૂષને મુસલમાનો સામે ક્ષત્રિયો દોરીને લડવાની જરૂરજ ન પડી; કારણ કે પોતાના ચમત્કારોથી એમણે મુસલમાનોને નમસ્કાર કરાવી દીધા. નદી પર ચાદર પાથરી પોતે મોલવી સાથે ધર્મવિવાદ કરવા બેઠા અને મોલવી ડુબ્યા એ એકજ ચમત્કારથ

તેમણે મુસલમાનોને નમાવી દીધા. એટલે એમની પૂજા લોહાણાઓ વીર પુરૂષ કરતાં દેવ તરીકે વધારે કરે છે. પરંતુ એમનું સવિસ્તર જીવન જોતાં પોતે વીર હતા એમ આભાસ થાય છે. ( જુઓ પા. ૭૪, લોહાણા રત્નમાળા ) ભાઈ ડોસાણી કહે છે:—" પોતાના અદ્ભુત વ્યક્તિત્વ, ચરિત્ર અને જ્ઞાનથી પરધર્મીઓના હલ્લાઓને હઠાવી હિંદુઓનું રક્ષણ કરનાર આ મહાન વિભૂતિની પૂજા લોહાણા જ્ઞાતિમાં એક વીર તરીકે થવી જોઇએ. " ને એ વિધાન ખરેખર સત્ય છે.

  

**દિવાન દેવકરણ શેઠ** વિ. સં ૧૭૫૦

" શૂરવીરોનું શૂરાતન છુપું રહેતું નથી. માત્ર તેને પ્રસંગોની જ જરૂર છે " આ વાક્યની સત્યતાની સાક્ષી આ વીર લોહાણા દિવાનનું જીવન આપે છે.

આ દિવાન કચ્છના રાવ શ્રી પહેલા દેશળજી ગાદીનશીન થયા ત્યારે પટરાણી શ્રી રાજબા વાઘેલીના કારભારી હતા. અમદાવાદના મુસલમાન બાદશાહે ખંડણી વસુલ કરવા કચ્છ પર મોટા લશ્કર સાથે ચઢાઈ કરી ત્યારે આ વીર લોહાણા દીવાને તેનો સામનો કરવા બીડું ઝડપ્યું. આ લડાઈમાં દીવાનનો ભત્રીજો માર્યો ગયો પરંતુ એકંદરે તેમની વીરતા અને કુનેહથી એ લશ્કરને જબરી હાર ખવડાવી. ત્યારપછી એમણે નાની નાની લડાઇઓ લડી કચ્છનો મુલક વધાર્યો અને રાજ્ય આબાદ કર્યું. ઇર્ષાખોર અમલદારોએ તેમને એક દિવસ એકાંતમાં દગાથી મારી નાખ્યા. ખરેખર, લોહાણા ક્ષત્રિયો દગા સિવાય કદી મરે તેવા ન્હોતા અને નથી !

  

**દિવાન પૂંજાશેઠ** ઈ. સ. ૧૭૪૧

કચ્છના રાવ લાખાજીએ પિતા રાવશ્રી દેશળજીને કેદ કરી રાજ્યસત્તા કબજે કરીને આ બીજા લોહાણા વીરને પ્રધાન બનાવ્યા. આ વીર એટલે મહાન અટંકી પ્રતાપ કહીએ તો ચાલે; કહે છે કે એમના ભાઇને કોઈ દુશ્મને મારી નાખ્યા. પરંતુ પુંજા શેઠે ભાઈની મરણ પોક ન મુકી અને સંકલ્પ મેલ્યો કે એ દુશ્મનને મારીને તેના શબ પર ઉભો રહી ભાઇની મરણ પોક મેલીશ. ખરેખર બીજે દિવસેજ તેમણે એ વેર લીધું ને ભાઈના આત્માને શાંતિ આપી. રાજાની પ્રતરાજી થતાં તેમણે નવો દિવાન નીમ્યો–જેણે પૂજા શેઠના ૬૫ કુટું-બીઓને મારી નાંખ્યા. આ વેર પુંજા શેઠ કદી ભૂલે તેમ ન્હોતા. ફરી લાગ લઇ પોતે દીવાન થયા અને પહેલેજ દિવસે એ ઘાતકી દીવાન રૂપજી શેઠના એકેએક સંબંધીને તેણે કતલ કરાવ્યા પણ વળી પાછા રાવ બગડયા ને વળી પુંજા શેઠને હેરાનગતિ થઈ. આથી તેમણે રાવની સખત ખબર લઇ નાંખવાનો નિશ્ચય કર્યો અને સિંધના સુલતાન સાથે મસલત કરી તેનું લશ્કર લઇ પોતે કચ્છપર ચઢી આવ્યા. પોતાનો નોકર જીવણ જે હાલ કચ્છનો દીવાન થઈ બેઠો હતો તેને લડવા બોલાવ્યો. મોટું યુદ્ધ થયું જે ઝારાનું યુદ્ધ કહેવાય છે; તેમાં લાખ્ખો યોદ્ધાની કતલ થઇ ને રાવને પુંજા શેઠે હાર ખવરાવી. સુલતાનને ઘણી ખટપટ કરી પાછો વાળ્યો ને પુંજા શેઠ રાવને નમાવી જબરજસ્તીથી દીવાન થયો. પણ રાવે તેને છેવટ દેશદ્રોહી ગણી ઝેર દઇ મારી નાંખ્યો. આ પુંજા શેઠનો દેશદ્રોહનો ગુન્હો હતો કે નહિ એની ચર્ચા ન કરતાં અમે એટલુંજ જોવા જ્ઞાતિને વિનવીયે છીએ કે તેવા ટેકીલા વીર પુરૂષ હતા. પોતાના ગુન્હેગારને સજા કર્યા સિવાય તે કદી રહેતા નથી. લોહાણાઓ આવા ટેકીલાજ હોય.

❦ ❦ ❦

**દિવાન મેઘજી શેઠ** ઈ. સ. ૧૭૭૯

કચ્છના રાવશ્રી રાયધણનું મગજ ઠીક નહિ હોવાથી પોતે મુસલમાન બની ગયા હતા અને પ્રજાપર ખુબ જુલમ વરસાવતા હતા. આ વખતે લોકો આ મેઘજી શેઠને પ્રજા પાલક કહી તેને શરણે ગયા. એણે લશ્કર લઇ રાવના કિલ્લાપર હલ્લો કરી, રાવ તથા તેના પઠાણ સેનાપતિને કેદ કર્યા અને પ્રજાનો ઉદ્ધાર કર્યો. આવા રાજાઓના માથા નમાવનાર વીર કોઇ લોહાણાજ હોય. પરંતુ એમનો પણ દગાથી જાન લેવામાં આવ્યો હતો.

  

**શેઠ કલ્યાણજી કમલાણી** ઈ. સ. ૧૭૦૦

કચ્છના રાજકુમાર ગોડજી માથાના જબરા ફાટેલ હતા પરંતુ એથી બમણા ફાટેલા, રાવશ્રી લખપતજીના દિવાન આ કમલાણી હતા. કહે છે કે દરબારમાં આ લોહાણો સિંહ જતો ત્યારે ગોડજીને સલામ ન્હોતો કરતો. આથી તેણે વેર બાંધ્યું અને કમલાણીને ત્યાં લગન હતાં એ વખતે જ સિપાઇઓ લઈ એણે યુદ્ધ કર્યું. એ યુદ્ધમાં એણે કેટલાક ભાઈઓ ખોયા અને પોતે દેશ મુકી ચાલ્યા જઇ બ્હારવટે ચઢયા. એ બ્હારવટામાં એમણે એવું પાણી મુકેલું કે ભૂજમાં રોજ એકવાર દેખા દઇ લુંટફાટ કરવી ને રાજાને ત્રાહીત્રાહી પોકરાવવી અને એ પ્રમાણે એમણે કરી બતાવ્યું.

  

**શેઠ મેઘજી રૂપા ભેંડા** ઈ. સ. ૧૬૬૦

આ વીર લોહાણા કાઠિયાવાડના વતની હતા. નાનપણથી એમણે ઘોડેસ્વારી, શિકાર વગેરે શોખ કેળવી કાઠીઓ સામે લડાઇ લડી વીરતાની સાબીતી આપવા માંડી હતી. તેઓશ્રી ફરતા ફરતા સુરત પહોંચ્યા પણ અસલ કાઠીઆવાડી લોહાણા ક્ષત્રિયની ક્ષાત્રવટ

છુપી ન રહી અને નવાબે તેમની મર્દાનગીની રમતો જોવા માગી. નવાબ તેની રણુવિદ્યા જોઇ અજબ થયા ને તેને હજુર-જમાદાર બનાવ્યા. એકવાર નવાબને આફતમાંથી જાનને ભોગે બચાવવાથી તેઓ નાયબ દિવાન બન્યા. ઇ. સ. ૧૬૬૨ માં શિવાજી સુરત લુંટવા આવ્યા ત્યારે નવાબના લશ્કરના સેનાપતિ મેઘજી શેઠ હતા. જે પછી વાનપ્રસ્થ થઇ ઇશ્વરભક્તિમાં વૃદ્ધાવસ્થા ગાળતા હતા પરંતુ એક વાર લુંટારા આવવાથી તેમનું ક્ષાત્ર લોહી ઉછળી આવ્યું ને સામા થઇ તેમને ઘાયલ કર્યો. ખરેખર, બહાદુર ક્ષત્રિય બચ્ચા

"વીર છુપે નહિ બુઢાપો આયો"

  

**વીર દામજી લખમસિંહ** વિ. સં. ૧૮૮૧

( રા. ક. મ. ઠક્કરના 'સ્વદેશ' તા. ૨૬-૫-૨૭ ના અંકમાના લેખ ઉપરથી )

આ વખતે કચ્છના ભારમલજીનું રાજ્ય હતું. દિવાન મહેતા લક્ષ્મીદાસ અને લશ્કરમાં મુબારક સીંધી અને રાયમલભાઇ આગેવાનો હતા. સીંધમાંથી અઢીહજાર માણુસનું લશ્કર કચ્છ પર ચઢી આવ્યું ને રાજ્યમાં ચિંતા પેઠી; પણ એ વખતે દામજી વીર લોહાણાએ હજાર માણુસની સરદારી લીધી ને રણુવાટે સંચર્યો. અપશુકન થયા છતાં તેને ન ગણુકારતાં એ ક્ષત્રિય બચ્ચો તો પોતનો ધર્મ બજાવવા આગળ વધ્યો. દુસ્મનોના લશ્કર સામે છાવણી નાંખી તેણે લડાઇનું કહેણુ મોકલ્યું. આ લડાઇમાં દામજીએ અપૂર્વ બહાદુરી દાખવી શત્રુને હરાવ્યા; પણ એનો પોતાનો દેહ તો તેની ઘોડી સાથેજ પડયો. આ બહાદુરી માટે દામજીના કુટુંબને રાવે નવાજેશો કરી હતી. હાલ દામજીનો પાળીઓ નાગોર પાસે એની વીરતાની સાક્ષી પુરતો અને લોહાણાઓને ક્ષાત્રધર્મનો પડકાર દેતો હજી પણ ઉભો છે.

## પેશાબનાં ભયંકર દર્દોની છેલ્લામાં છેલ્લી




# અજબ શોધ!

# 'ગોનો-કીલર'

(રજીસ્ટર્ડ)

### પ્રમેહ અને પેશાબને લગતાં તમામ દરદોનો ચમત્કારીક ઇલાજ

**"ગોનો-કીલર"** પેશાબ અને ધાતુના દરદો માટે એકજ છેલ્લી દવા છે, કે જેની બરોબર કોઇપણ દવા છેજ નહિં તેના સેવનથી દરદીને કદીપણ નાસીપાસ થવું પડતું નથી. મોટા મોટા વૈદ્યો, હકીમો, ડોકટરોની દવાઓ, અને ઇન્જેકશનો લઈ કંટાળી ગયા હો, અંગ્રેજી, જર્મન, ફ્રેન્ચ અને અમેરિકન પેટંટ મેડિસનો ( દવાઓ ) માં પૈસા ગુમાવી નીરાશ થઈ બેઠા હો; ત્યારે છેવટના ઇલાજ તરીકે ગોનો-કીલર એકજ બીન જોખમી વનસ્પતીક રામબાણ ઇલાજ છે. ચાહે તેટલા ભયંકર પ્રમાણમાં ચાહે તેટલા વરસનો જુનો અથવા નવો પ્રમેહ, એટલે પેશાબ માર્ગે રસીનું વહેવું, તેમાં થતી બળતરા, પેશાબ થોડો થોડો તથા અટકીને આવવો, ગુપ્ત ભાગ ( મુત્રાશય )ની અંદર આવેલો સોજો તથા થયેલો જખમ, અને સ્ત્રીઓના ભયંકર પ્રદર રોગો વગેરે પેશાબને લગતા તમામ વિકટ દરદોનો જડમુળથી નાશ કરી ખરાબ થયલી ધાતુને સુધારીને સ્વચ્છ અને ઘટ્ટ કરે છે.

**૫૦ ગોળીની બાટલીની કીંમત રૂ. ૩-૮-૦ વી. પી. ખર્ચ જુદું.**

એકલા બનાવનાર

**ડો. ડી. એન. જસાણી**

**૧૪૦ ગુલાલવાડી, મુંબઇ નં. ૪**

Tel Add- **'Gono-Killer'**

**પ્રાસ્તાવિક :**

મારે મતે વખત આવ્યો છે જ્યારે લોહાણાઓએ લશ્કરમાં દાખલ થવું પડશે. કોઈ પૂછશે : 'પણ શા માટે દાખલ થવું જોઈએ ?' એ માટે અહીં થોડી દલીલો કરું:

**આપણો ભવ્ય ભૂતકાળ :**

આપણા પૂર્વજ શ્રી રામચંદ્રજી હિંદના ચક્રવર્તી મહારાજા હતા. આપણા પૂર્વજોનાં રાજ્યો હતાં. આપણા પૂર્વજો બહાદુર જોદ્ધાઓ હતા. આપણા પૂર્વજો સેનાપતિઓ હતા. આપણા પૂર્વજો વીર મર્દો હતા. આપણા બંધુઓ રાજ્યોનાં પ્રધાનપદાં ધરાવતા હતા અને જરૂર પડયે રણમેદાનમાં જતા હતા. આ બધું બતાવે છે કે આપણે ક્ષત્રિયો હતા.

**આપણો વર્તમાનકાળ :**

આપણાં રાજ્યો ગયાં.

આપણાં સેનાપતિનાં પદો ગયાં.

આપણે જોદ્ધા બનતા મટી ગયા.

માત્ર થોડું ક્ષાત્રતેજ ટકી રહ્યું હોય, તો તે

વાણિયાશાહી વેપાર ઉદ્યોગમાં, ક્ષત્રિયશાહી સાહસિકતા, હિંદુશાહી મુસાફરીમાં, આર્યશાહી તેજસ્વિતા ચાણાક્યશાહી રાજ્યનીતિમાં, વકીલશાહી દીવાનગીરીઓમાં એ સિવાય આપણે ક્ષત્રિય છીએ તે પૂરવાર કરવા હવે આપણી પાસે કંઇપણ સાબીતી નથી રહી.

અમને સવાલ થાય છે, કે આ બ્રીટિશ સરકારના જેમ પ્રાંત પ્રાંતના ને જાતજાતના લશ્કરોની ટુકડીઓ ઓળખાય છે, જેમકે '૬૪મી પંજાબી' '૬૬મી બર્મીસ,' '૧૨મી ગુરખા' '૧૫મી ગૌડ આહીર' તેમ **૧લી લોહાણા પલટણ કેમ ન હોય ? અને ત્યારપછી લોહાણાની પલટણો કેમ ન હોય ? લોહાણા લશ્કરમાં**

જોડાય એ આપણા વર્ણધર્મ અનુસાર જરૂરી, અને ધાર્મિક ફરજ નથી શું? અરે લોહાણાનાં લશ્કર તો ઘેર ગયાં પણ લશ્કરી નોકરીમાં એક પણ લોહાણો યુવક જોડાયલો કોઇ બતાવશો? અરે, તેમાં જોડાવાની કોઇની વૃત્તિયે બતાવશો? આજકાલ તો બોર્ડીંગો અને સ્કુલોનાં કારખાનાંઓમાં ગમે તેવા જુદી જુદી જાતના છોકરાઓ ઓરો, તો પણ એ ઘંટીમાંથી તો એક નિર્બળ કલાર્કનો ડબ્બો જ બનીને બ્હાર આવશે! પછી વેપારીઓ એ મીઠો ખોરાક ખાય છે! આપણે હવે પાછા જાતિ-ધર્મપર જવાની કેટલી જરૂર છે?

**આપણા ભવ્ય ભવિષ્યકાળ!**

લોહાણા યુવકો ધારે તો ભૂતકાળ જેટલો ભવ્ય ભવિષ્યકાળ ખડો કરી શકે. એ માટે અમે એક સૂચના કરીએ છીએ. બોર્ડીંગોના મુદ્રાલેખમાં એક સુધારો કરી આટલું ઉમેરવું જોઇએઃ–

" આ સંસ્થામાંથી ઓછામાં ઓછા ૧૦ ટકા લોહાણાઓ લશ્કરમાં જોડાવા બ્હાર પડે તેવી વ્યવસ્થા કરવી.'

હિંદના ખુશ્કી (જમીનપર લઢનારા) લશ્કરનું બંધારણ કેવું છે અને તેમાં જોડાવા માટે લોહાણા ક્ષત્રિયોને કયાં કયાં અને કેવી કેવી સગવડો છે તેના વિવરણને હાલ બાજુપર મૂકી લોહાણા ક્ષત્રિયોએ શા માટે એ લાઇનમાં જોડાવું જોઇએ તે માટે એક દલીલ કરીએઃ

એક તો લોહાણાઓ અસલથી રામચંદ્રજીના વંશ સાથે સંબંધ ધરાવતા શુદ્ધ આર્ય ક્ષત્રિયો છે, અને હિંદુ શાસ્ત્રોની આજ્ઞા અનુસાર લડવું કે લડનારા લશ્કરોમાં જોડાવું અને તે દ્વારા બીજી વર્ણોની રક્ષા કરવી એ તો જન્મસિદ્ધ ધર્મ છે. એ ધર્મ આ પ્રજા ઇ. સ. ૭૦૦ સુધી બજાવતી આવી છે અને ઇ. સ. ૧૧૦૦ માં પૃથ્વીરાજ ચૌહાણના સામંતોમાં તેમજ ભોળા ભીમદેવના સામંતોમાં લોહાણાઓ જણાયા છે. ત્યારપછી કચ્છમાં પણ લોહાણાઓએ લશ્કરને મોખરે રહી રણાંગણે પ્રયાણ કરી ક્ષત્રિયધર્મ છેક ઈ. સ. ૧૮૦૦ સુધી

ખીલેલો છે એમ ઇતિહાસ સાક્ષી આપે છે. તે સાથ પછી આપણે ક્ષાત્રધર્મ અને હથિયાર છોડયાં છે અને હવે કોઇ પણ ઠેકાણે લશ્કરમાં કે સીપાઇ ફોજોમાં રડયાખડયા લુહાણા નાને ઓછે કામ કરતા જડે એ સિવાય આપણી પાસે આપણે ક્ષત્રિય છીએ અને તે ધર્મ બજાવી રહ્યા છીએ તેનો હવે એક પણ જાહેર પુરાવો નથી રહ્યો. કોઇ કોઇ લોહાણો વ્યક્તિગત બહાદુરી બતાવે અને સરેરાશ લોહાણો જુસ્સાદાર જણાય એ તો આપણી ક્ષત્રિયતાનો ખાનગી પુરાવો કહેવાય. આપણે અસલ લશ્કરી યોદ્ધાઓ હતા તે તેનાં એ પડી ગયેલાં ખંડેરો કહેવાય. હવે જો એ દિશામાં પાછી દૃષ્ટિ નહિ દોડાવીએ તો હવે એ જુસ્સો અને વ્યક્તિગત વીરતા પણ ભુંસાઇ જશે અને આપણે ક્ષત્રિય મટી જઇશું. આપણે કયાં સુધી લશ્કરી સેવાથી દૂર થયા તે એક નીચેની વાતપરથી જણાય છેઃ—

લશ્કરી ખાતામાં હિંદની લડાયક જાતિઓ વિષે અમુક માન્યતાઓ પ્રસરે છે જેની નોંધ 'ટાઇમ્સ'ની 'યર બુક'માં નીચે પ્રમાણે છેઃ—

"હિંદના લશ્કરમાં મુખ્યત્વે ઉત્તર હિંદની જ લડાયક જાતિઓ જોડાએલી જણાય છે. પરંતુ લડાઇ પછી અલડાયક કોમોની સેવાની યે જરૂર પડવાથી હવે કઇ જાતિ વધારે સારી લડાયક છે અને લશ્કરમાં કઇ જાતિનું પ્રમાણ કેટલું છે તે કહેવું મુશ્કેલ છે. આમ છતાં જન્મથી જ વધારે સરસ લડાયક જાતિઓ ચોક્કસ થઇ ચુકી છે. જેવી કે લડાઇ પહેલાં મુખ્યત્વે શીખો જ લશ્કરમાં મોટી સંખ્યામાં હતા (પાયદળ તેમજ હયદળમાં) એના જ જેવી બહાદુર અને મોટી સંખ્યાવાળી ગુરખા જાતિ છે. લશ્કરમાં મુખ્યત્વે આ બે જાતિ પ્રબળ છે. ત્યારપછી ત્રીજે નંબરે મુસલમાન કોમ આવે છે. જે સારા પ્રમાણમાં લશ્કરમાં જોડાય છે અને તેમની વીરતા પણ સમાન ગણાય. આ લોકો ઉત્તર અને દક્ષિણ હિંદ તેમજ સરહદપરથી જોડાય છે. ઘોડેસ્વારીમાં તો મુસલમાનો અપૂર્વ છે.

સંખ્યાના પ્રમાણુમાં ચોથે નંબરે હિંદના અસલી યોદ્ધાઓ રાજપુતો આવે છે. જેઓ રજપુતાના, અયોધ્યા અને યુક્ત પ્રાંતોમાંથી જોડાય છે. તેમાં પણુ 'ગરવાલ' જાત ખુબ ખડતલ અને બહાદુર છે. પહેલી બંગાળી રેજીમેંટ આવા રજપુતોથી જ બનેલી. જાટ લોકો પણુ એવા વીર હિંદુ લડવૈયા છે. સંખ્યામાં છેલ્લે દક્ષિણુના મરાઠા લોકો છે છતાં શૌર્યમાં કોઇથી ઉતરતા નથી. આ ઉપરાંત દક્ષિણુની શુદ્ર વર્ણમાંથી પણુ ઘણા માણુસો નાના લશ્કરી કામમાં જોડાય છે."

આ હકીકતપરથી તેમજ પહેલાની હકીકતોપરથી એટલું તો જણાય છે કે હિંદના દરેક ઈલાકાની લશ્કરી પલટણો છે. જેવી કે બંગાલ, મદ્રાસ, પંજાબ, દક્ષિણુ વગેરે. માત્ર એક સિંધ, ગુજરાત–કાઠિયાવાડ પ્રાંતજ એવા છે કે જેમાંથી એક પણુ પલટણુ ઉભી થઇ નથી ! અને ખુબી તો એ છે કે અસલ ક્ષત્રિય લોહાણા એ ત્રણે પ્રાંતોમાં વસે છે છતાં ! આ સ્થિતિ જોઈ–સિંધ–ગુજરાતને માથે આ ઐતિહાસિક કલંક જોઇ સિંધી અને ગુજરાતીઓએ–તેમાં પણુ ખાસ કરી લોહાણાએ–શરમાવું જોઇએ.

લશ્કરી કેળવણીમાં મહાગુજરાત તદ્દન નાલાયક હોઇ તેને કપાળે કેવું કલંક લાગેલું છે તે આપણે ઉપર જોઇ ગયા. હવે કેટલાક દેશનેતાઓ એ કલંક દુર કરવા દેશને પડકાર કર્યો છે. આપણા મહા-ગુજરાત ( એટલે કચ્છ, કાઠીઆવાડ અને ગુજરાત ) માં લોહાણા જેવા રઘુવંશી ક્ષત્રિયો વસતાં છતાં આવું કલંક ગુજરાતને કપાળે ચોટેલું જણાય એમાં બધા કરતાં **આપણે સૌથી વધારે શરમાવાનું છે.** મને આશા છે, લોહાણા યુવકો નીચેની હકીકત વાંચી પોતાની વૈશ્યવૃત્તિ સળગાવી મેલશે અને વજ્ર હૈયાં કરી આગળ આવશે.

મુંબઈના એક પારસી નેતા **મી. કે. ઇ. દાદાચાનજીએ** લશ્કરના સવાલને જ પોતાનો સવાલ બનાવ્યો છે અને તેઓશ્રી જ્યારે

જ્યારે લશ્કરી ખર્ચ કે પ્રાંતોની જવાબદારીના સવાલો ઉત્પન્ન થાય છે, ત્યારે ત્યારે આગ વર્ષાવતાં ભાષણો કરી હિંદી દષ્ટિબિંદુ રજુ કરે છે. માત્ર એક જ માસ પહેલાં તેઓશ્રી ગુજરાતના નવયુવકોને લશ્કરમાં જોડાવા માટે ટાઇમ્સ ઓફ ઇંડીયામાં પડકાર કરી ચૂક્યા છે. મુખ્યત્વે તેમના જ પ્રયાસને લીધે ખાસ પારસી કોમની એક રક્ષણાત્મક (બટેલીયન) ટુકડી પાંચ વરસ પહેલાં ઉભી થઈ હતી. એમ કરી એમણે પોતાની કોમની જ્વલંત સેવા કરી છે. હવે તેમણે સમગ્ર ગુજરાતને જે પડકાર કર્યો છે તે અમારી લુહાણા કોમ ખાસ વધાવી લેશે અને પોતાનું પાણી બતાવી આપશે.

શનિવાર તા. ૪-૯-૧૯૨૬ ને રોજ મુંબઈમાં 'વનિતા-વિશ્રામ' હોલમાં વિદ્યાર્થીસંઘના આશરા હેઠળ હિંદી યુવકોના ભવિષ્યના સવાલ ઉપર એક સભા મળી હતી. તે વખતે **મી. એમ. એ. જીના** બારિસ્ટર, જેઓ હિંદી સરકારે નીમેલી છેલ્લી લશ્કરી કમીટી ( સ્કીન કમીટી ) માં મેંબર હતા તેમણે અંગ્રેજીમાં ભાષણ આપતાં આ પ્રમાણે ભાર આપી કહ્યું હતું:—

"× × × અમારી કમીટી હિંદી માટે લશ્કરી અમલદારોના બારણા ઉઘાડવા જરૂર ભલામણ કરશે × × સ્વરાજ મેળવાની ચાવી લશ્કરનો કબજો મેળવવો તે છે × × **ઇંગ્લાંડમાં લશ્કરી બહાદુરો બહાર પાડવાનું કાર્ય નિશાળો જ કરી રહી છે.** × × મને ખાત્રી છે કે **કેળવણી આપનારાઓ સહકારથી** હિંદ પહેલા વર્ગના યોદ્ધાઓ પેદા કરી શકશે. * * હિંદનું ભવિષ્ય હિંદના નવજુવાનોના હાથમાં છે." વગેરે વગેરે.

આમાં કાળા અક્ષરો ઉપરથી જણાય છે કે મેં જે લોહાણા જાતિના બૉર્ડીંગોના વ્યવસ્થાપકોને બહાદુર લોહાણા યોદ્ધાઓ ઓછામાં ઓછા ૧૦ ટકા બહાર પાડવાનો પડકાર કરેલો તે ખોટો ન્હોતો.

ત્યાર પછી મુંબઈ સરકારના કેળવણી ખાતાના માજી પ્રધાન ડો. પ્રાંજપેએ નીચે પ્રમાણે જણાવ્યું હતુઃ—

"× × × હિંદના નવયુવકો લશ્કરમાં જોડાશે તો જ, ગમે તેવું સ્વરાજ મળ્યું હશે તો પણ ભવિષ્યમાં પરદેશી દુશ્મનોના હુમલાથી સ્વરાજ ટકાવી શકાશે. × × રાજ્યદ્વારી પ્રવૃત્તિમાં પણ લશ્કરમાં જોડાવાનો સવાલ હિંદના નવયુવકોએ સૌથી વધારે જરૂરી ગણી તેને ઉપાડી લેવો જોઇએ. (હું આ શબ્દોપર લો. હિતેચ્છુની પ્રશ્નોતરીમાં જવાબ આપનાર રાજકીય પ્રવૃત્તિમાં તન્મય રહેનાર કરાંચીના આપણા ડાકટર બંધુ ભૂપતકરનું નમ્રતાપૂર્વક અહીં ધ્યાન ખેંચું છું) × × ×" આટલું કહ્યા પછી **લશ્કરમાં જોડાવાથી સારા પગાર ઉપરાંત બીજા ને બીજા શું શું મહાન ફાયદાઓ થાય છે** તે ગણાવતાં ડો. પ્રાંજપેએ જણાવ્યું હતું કેઃ—

"જીવવા માટે ફાંફાં નહિ મારવાં પડે. નિયમિત થવાથી સારી ટેવો પડશે; શરીર ધરતી ધમધમાવે તેવું મજબુત બનશે; શહેરના માઇકાંકલા રોગી શરીરની આફતોમાંથી બચી જવાશે, નમાલી બાયલી પ્રજા પેટ પડતી અટકશે; તેથી અનીતિના ગુન્હા ઓછા થશે; જાતિભેદ ને રંગભેદ ભૂલાશે; દેશસેવા થશે" વગેરે વગેરે.

લોહાણા યુવકોમાંથી અમુક ટકાએ લશ્કરમાં શા માટે જોડાવું જોઇએ તે ફરી ફરી સાબીત કરવાની જરૂર રહેતી નથી. પોતાના મરણ પથારીએ પડેલાં જાતિધર્મ–ક્ષાત્રધર્મને ફરી સતેજ કરવા લશ્કરમાં જોડાવા સિવાય લોહાણા પ્રજા પાસે બીજો ઉપાય જ નથી.

લોહાણા જ્ઞાતિ શું, પણ વડનગરા નાગર બ્રાહ્મણો, જેમનો 'લડવું' એ ધર્મ નથી છતાં પણ જાગવા માટે ચળવળ કરી રહ્યા છે. ગયા ગણેશચતુર્થીના તહેવારને દિને મુંબઇમાં શ્રી વડનગરા નાગરમંડળ તરફથી સેંડહર્સ્ટરોડપર જ્ઞાતિસંમેલન ભરાયું હતું. તેના પ્રમુ-

સ્થાનેથી જુનાગઢના માજી દીવાન રા. ત્રીભુવનરાય રાણાએ યુવકોના ચારિત્ર્ય અને શારીરિક શક્તિની જરૂરીયાત વિષે લંબાણથી ભાષણ આપી નીચે પ્રમાણે જણાવ્યું હતું:—

"× × × આપણા દેશના સંરક્ષણના કાર્યમાં ઉપયોગી થવાય તે માટે તેમજ આપણા પૂર્વજોની લશ્કરી કાબેલીયતનો વારસો નભાવવા માટે જમાના પ્રમાણેની લશ્કરી કેળવણી લેવાની ખાસ અગત્ય છે. નિશાળો અને કોલેજોમાં લશ્કરી શિક્ષણ ફરજીઆત કરવા માટે હિંદમાં કેટલાક રાજદ્વારી નેતાઓ મંથન કરી રહ્યા છે. વળી તાજેતરમાં સ્કીન કમીટીની યોજનાને પરિણામે હિંદુસ્થાનમાં જ રહીને લશ્કરી કેળવણી અને લશ્કરી ઓદ્ધા મેળવવાની સગવડો પ્રાપ્ત થવા સંભવ છે." વગેરે વગેરે.

આમ નાગરો પણ જાગે છે તો લોહાણા ક્ષત્રિયો હજીયે શું સુપ્ત રહેશે ? આ તકે લોહાણા જ્ઞાતિની પેલી સંખ્યાબંધ બોર્ડીંગો અને સંસ્થાઓના કાર્યવાહકોને ફરીવાર યાદ આપવા રજા લઉં છું, કે તેઓશ્રી પોતાની સંસ્થાના બાળકો–યુવકોમાંથી અમુક ટકાને આ દિશામાં વાળવા કમર કસી તૈયાર થાય. તેઓશ્રી સંસ્થાશ્રીતોની એક સભા ભરી પુછી જુએ કે એમાંથી લશ્કરમાં જોડાવાની કોઇની મરજી છે ખરી ? આમ દરેક સંસ્થા તપાસ કરી અમને નામ લખી મોકલશે તો તે નામ અમારા વીરતાને ચોપડે હાલ તુરત નોંધી રાખીશું. અમે સરકારી અમલદારો સાથે આ બાબતમાં હાલ પત્રવ્યવહાર કરી રહ્યા છીએ; જે દરમ્યાન સંસ્થાઓ તરફથી નામ મળેથી જણાઇ આવશે કે કઇ સંસ્થામાં રઘુવંશીના પાણી વધારે પ્રમાણમાં છે.

"સીપાઇગીરીનો સાદ" નામના અગ્રલેખ દ્વારા દેશના જુવાનોને હાકલ કરતું આગેવાન પત્ર 'સૌરાષ્ટ્ર' તા. ૩–૩–૨૮ ના અંકમાં લખે છે:—

" એક યુવાન અખાડામાં જતો હતો. તેના માતાપિતા તે સામે કકળી ઉઠયાં. તેના અખાડાના મિત્રને કહે છે કે 'છોકરાને અખાડામાં નથી મોકલવો. તેનાં હાડકાં દુઃખવા આવે.' જવાબમાં પેલા અખાડાવાળા ભાઇએ કહ્યું કે 'અખાડામાં આવવાથી, આજ તો માત્ર બે ચાર દિવસ હાડકાં જ દુઃખશે; પણ અખાડામાં નહીં આવવાથી કાલે કોઇ મળશે તે હાડકાંના ચૂરેચૂરા કરી નાંખશે અને તે અને તમે બધાં આંસુડાં સારતાં રહેશો."

આ કોઇ એક માતપિતાની મનોદશા નથી. એ તો સાર્વત્રિક મનોદશા છે. ખુદ ગરાસીયા અને રાજપૂતોનાં કુટુંબોમાં આજ માતાઓને પોતાના કુંવરોને બહાર કાઢતાં કંઈ કંઇ થઈ જાય છે. સિપાઇનો પોષાક પહેરવો, રાત દિવસ છાવણીમાં કાઢવા, ગામે ગામે કેમ્પફાયરો કરવી, કવાયત શીખવી કવાયતી ચાલ ચાલવીઃ એ વસ્તુઓ આપણી પ્રજાને નથી સમજાતી. એમાં તે શક્તિનો અપવ્યય અને શરીરની નિરર્થક હાનતા જોઇ રહી છે. આજના જુવાનની ચાલમાં સિપાઇગીરી નથી, સ્વરમાં મર્દાનગી નથી, કાર્યમાં બહાદુરી નથી; અને બહાદુરી, હીમ્મત વગેરે બધુંય જાણે કોઈ ગત જુગની વસ્તુ હોય, તેને તો પૂજાય, પણ અમલમાં મૂકી ન શકાય એવી આજે મનોદશા પ્રવર્તે છે. આપણો જુવાન આજ રામાયણ મહાભારત સાંભળતો નથી. અર્જૂન અને ભીમનાં પરાક્રમો એના કાન ઉપર પડતાં નથી, એને ભાગ્યે આજે માણભટ્ટની કથાઓ નથી. એટલે જ આજે એની રમતોમાં એ અભિમન્યુના ચક્રાવા અદૃશ્ય થયા છે. તીરકામઠાં એ કોઈ પ્રદર્શન જેવી ચીજ થઇ રહી છે. એટલે જ એ આજે કોઈ વૃદ્ધની ચાલે વાંકો વાંકો, માંદો માંદો ચાલે છેઃ અને બીજા કોઇ સિપાઇની ચાલે ચાલતા હોય તેની મજાક કરવા દોડે છે.

જાણે આપણા મર્દાનગીના કિલ્લાના પાણા ઉખડી ઉખડી પડી રહ્યા છે. જાણે આપણો આ દેશ કોઇ ઉંડી અને ઉંડી, પાછા નીકળી

ન થકીએ તેની અગાધ ખાઇમાં પડી રહ્યો છે. ડુંગરે ડુંગરાની કાંકરીએ કાંકરી સાથે દોસ્તી ધરાવનારા, જંગલોની ડાંખળીએ ડાંખળીએ બેસી એનાં પાંદડા અને વનફળ ઉપર દિવસોના દિવસો ગાળનારા, પ્રતાપ અને શિવાજી આજે ભૂલાતા જાય છે. આપણો ક્ષત્રીસમાજ પણ તેનો ધર્મ ભૂલતો જાય છે. એ સમાજને પણ આજે સિપાઇગીરી કડવી, દરજ્જાને હાનીકારક લાગે છે. ભારતવર્ષનું ભાવી કોઇ કાળી, અતિ કાળી, અચળ પાકાશના ગુણવાળી કાળી શાહીથી લખાતું જાય છે. ભારતવર્ષમાં એનાં બૈરાં છોકરાંની આબરૂનું મર્દની માફક રક્ષણ કરવા જેટલી તાકાત પણ આજ નથી રહી અને એના જુવાનની તો એવી બૂરી દશા થઇ રહી છે કે એ જુવાનની સંતતિ પશુની ગુલામી કરતાં યે પણ વિશેષ ગુલામી સહન કરવા તૈયાર થશે, એવી ભીતિ ખડી થઈ છે.

આવો જ ભય ઇટલીના ભાગ્યવિધાતાઓને આજથી ૭-૮ વર્ષ પહેલાં લાગ્યો. ટ્રીપોલી તેમણે ગુમાવ્યું: યુરોપના મહાન્ યુદ્ધને અંતે તેનો દરજ્જો હલકો પડયો. એ વખતે એના પુત્રોમાં સાચી ભાવના જાગી. એમણે નાટકો અને સીનેમા બંધ કર્યા. મોજશોખનાં સાધનો તરફ અભાવ ફેલાવ્યો. સમસ્ત જનતાને લશ્કરી તાલીમ તરફ દોરી, સિપાઇના કપડાં પહેરવાં; સિપાઇઓની ચાલે ચાલવું, સિપાઇઓની છાવણીઓમાં રખડવું, એવો નવો આદેશ થયો. શ્રીમંત અને ગરીબ સૌ એ માર્ગે દોડયા; આખું ઇટલી જાણે લશ્કરી છાવણી સ્વરૂપ બની ગયું. ઈટલીની આખી જુવાની જાણે છલકાઇ ઉઠી અને આજ સાત વર્ષમાં સમસ્ત યુરોપમાં ભય પેઠો છે કે ઈટલી શું કરશે? ઇટાલીએ એ વસ્તુને માત્ર આદર્શ-દૂર દૂરના ભવિષ્યમાં અમલમાં મૂકવાની આકરી વસ્તુ ન માની, પણ તેનો તત્કાળ અમલ કર્યો; અને આખો જીવનપલટો સાધી લીધો.

આપણા દેશની મનોદશા આપણે પણ ફેરવવાની છે. અક્ષરજ્ઞાન, વિદ્વત્તા, નોકરી, કોમળતા: એ બધું આજ આપણા દેશને કોઇ ભયંકર

મહામારી જેવું થઇ પડયું છે. તેને ફેંકી દેવાની જરૂર છે. ભલે ઘડીવાર આપણે ભણતર ભૂલી જઇએ; ભલે ઘડીવાર હેરાન થઇ જઇએ. આપણા દેશને સ્વતંત્ર બનાવવો હોય, આપણે ગુલામ મટવું હોય, આપણે આપણી સ્વાધીનતા જમાવવી હોય, તો તેને માટે તો સર્વત્ર અરાજકતાને માટે પણ તૈયાર થવું પડશે. આપણાં ઘરબાર ભલે લૂંટાઇ જાય; આપણે બધા જગતના ચોકમાં ભલે રખડતા થઇ જઇએ, આપણા કકડાણુકલા માટે આપણે જંગલનાં ફૂળફુલ ઉપર આધાર રાખવાનો ભો વખત આવે; એ બધું નહીં થાય ત્યાં સુધી, આ પરાશ્રયની ભ્રાંતિનો નાશ શી રીતે થવાનો હતો ? જ્યારે પોલિસનું રક્ષણ ન હોય, જ્યારે આપણી બૂમ સાંભળીને મદદ કરવા દોડી આવનાર કોઈ સરકાર ન હોય, જ્યારે આપણી તિજોરી અને આપણું કુટુંબ આપણા પોતાના બાવડાના બળ ઉપર જ જીવી શકે એવો સમય આવ્યો હોય, ત્યારે જ આપણી શક્તિ અશક્તિની સાચી પરીક્ષા થાય, ત્યારે જ આપણી આંખો ઉઘડે. આપણા દેશમાં પેઠેલા દર્દની સાચી પરીક્ષા તે દહાડે જ થવાની. આજ તો કોઇ એ દર્દની હૈયાતી પ્રત્યે લક્ષ આપતું નથી. પ્રભુને પ્રાર્થીએ કે એ દર્દ સમજનાર આપણા થોડા દેશહિતૈષીઓની બૂમ સંભળાય, ઠેર ઠેર અખાડા, ગોબ્લર્સ અને સ્કાઉટોની પ્રવૃત્તિ જોર પકડે, આપણો જુવાન એ ઘરનો ઉંદર નહીં પણ અખાડાનો પહેલવાન, છાવણીનો સિપાઇ અને વેરાનમાં રખડનારો વીર બને, એવી ભાવના ચોતરફ ફેલાય; રાજકોટનું અનુકરણ ઠેર ઠેર થાય, અને અક્ષરજ્ઞાનના ભ્રામક પડદાઓ તૂટી, આપણી સ્થિતિનું સાચું જ્ઞાન આપનારી નવી દુનિયા અમારા દેશને સાંપડે. પ્રભુ પાસે અમારી એ પ્રાર્થના છે. અમારાં ભાઇબ્હેનો પાસે અમારી એ ભિક્ષા છે ”

*** દેશના જુવાનોને અને મારા વીર બંધુઓને આથી વિશેષ મારે હવે કંઇ કહેવાનું નથી. ફુર્તી

૨

[ બંધારણ અને વિવરણ ]

**ઇતિહાસ :** **પ્રકરણ ૧ લું.**

( **નોંધઃ**—હિંદી લશ્કર વિષેની જાણવાજોગ હકીકત ક્ષત્રિય લોહાણા બંધુઓ સમક્ષ મુકવાને હું ભાગ્યશાળી થયો છું. મને આશા છે કે આ હકીકતનો અભ્યાસ કરી મારા વીર બંધુઓ ક્ષાત્રવૃત્તિ તરફ પાછા પળવા તેમજ અન્ય બંધુઓને પળાવવા પોતાનો ધર્મ જોશે અને અદા કરશેઃ કર્તા. )

**જુનો ઇતિહાસ**— (૧) ખુશ્કીઃ ( જમીન પર લડનારૂં ) હાલનું હીંદ દેશનું મહાન દેશી લશ્કર તે અંગ્રેજોની ઇસ્ટ ઇંડીઆ કંપનીએ પોતાની કોઠીઓ સાચવવા અસલમાં રાખેલા ચોકીદાર—ચપરાસીઓની નાની નાની ટુકડીઓમાંથી વિકાસ પામીને બનેલું લશ્કર છે. તેનીયે પહેલાં ઈ. સ. ૧૬૬૫માં ચોકીદારો રાખવાની પ્રથા ફ્રેંચોએ પાડેલી; જ્યારે બ્રીટીશોના ચોકીદારો વીલાયતથી સીધા મુંબઈ આવતાં તેમણે સૌથી પહેલો પાકો કીલ્લો મસલીપટમ પાસેના આર્માગોન પાસે કરેલો. જો કે અંગ્રેજોએ મદ્રાસ ૧૬૪૦માં જીતેલું છતાં છેક ૧૬૫૪ સુધી ( ફોર્ટ જ્યોર્જ ) મદ્રાસના કીલ્લાનું રક્ષણ કરનારી ટુકડીમાં માત્ર ૧૦ સીપાઇઓ જ હતા ! ઈ. સ. ૧૬૬૧માં ૪૦૦ સીપાઇઓના બનેલા લશ્કરે મુંબઇનો કબજો લીધો, છતાં વળી પાછા ઈ. સ. ૧૬૬૮માં માણસો ઘટીને ૨૮૫ થઈ ગયેલાં, જેમાં અંગ્રેજો માત્ર ૯૩ હતા અને બાકીના ફ્રેંચ, પોર્ટુગિઝો તથા હિંદીઓ હતા.

ઈ. સ. ૧૭૪૪માં ફ્રેંચો સામે લડાઇ જાહેર કર્યા પછી લશ્કર ખુબ વધારવામાં આવ્યું. જ્યાં ઈ. સ. ૧૭૪૬માં ફ્રેંચો અંગ્રેજો

પાસેથી મદ્રાસ જીતી ગયા. ઈ. સ. ૧૭૪૮માં મેજર લોરેન્સ મદ્રાસને કીનારે લશ્કરના સેનાપતી તરીકે આવ્યા. એ વખતે અંગ્રેજી રાજ્યના પાયા હચમચતા હતા, કારણ કે ડુપ્લેની સરદારી હેઠળ ફ્રેંચો જ્યાં ત્યાં હુમલા કરી, અંગ્રેજોને હડાવતા હતા. આમ અંગ્રેજોને જીવન-મરણનો ભયંકર સવાલ હોવાથી તેમને લશ્કરી બળ વધારવાની જરૂર પડી. નવા સેનાપતીએ લશ્કરમાં ભરતી અને તેના સુયોગ્ય બંધારણનું કામ તુરત હાથમાં લીધું અને સૌથી પહેલી મદ્રાસી **ગેરીસનની** પુનઃ રચના કરી, તેને **કંપની** બનાવી. હિંદી લશ્કરને ચોક્કસ સ્વરૂપ આપવાનો આ પહેલો પ્રયત્ન થયો અને આખરે એ સેનાપતી મુખ્ય સેનાપતી થયો હતો. મદ્રાસમાં યુરોપીયન કંપનીઓ ત્યાર પછી મદ્રાસ ફ્યુઝીલીયર્સ ( **fusiliers** ) તરીકે ઓળખાયા. એ જ પ્રમાણે બંગાળ અને મુંબઇમાં પણ લશ્કરની મોટી કંપનીઓ સ્થપાઈ ને ત્યાર પછી ૧ લી બંગાળ અને ૧ લી મુંબઇ તરીકે ઓળખાતી હતી. દેશી પાયદળની પણ લોરેન્સ તેમ જ કલાઇવે પુનઃ રચના કરી. ત્યાર પછી ઇંગ્લાંડના રાજાની લશ્કરી પલટણો પણ હિંદુસ્તાનમાં મોકલવામાં આવી: જેમાં સૌથી પહેલી વિલાયતી ૩૯મી પાયદળ પલટણ ઇ. સ. ૧૭૫૪માં આવેલી.

ત્યાર પછી ૪૨ વર્ષ સુધી ફ્રેંચો તેમ જ હિંદના બીજા સત્તાધીશો સાથે અંગ્રેજોને કાયમ અથડામણ થયા કરતી હતી અને ઇ. સ. ૧૭૯૬માં અંગ્રેજોએ વળી પાછું લશ્કરમાં નવું બંધારણ આદર્યું. તે વખતે કુલે અંગ્રેજો ૧૩૦૦૦ અને હિંદીઓ ૬૭૦૦૦ હજાર હતા તેની ૭૫ પલટણો બનાવી અને દરેક પલટણમાં બે 'બેટેલીયનો' ગણાતી તેને બદલે બંગાળમાં દશ દશ કંપનીઓની બેટેલીયનોને ભેગી કરી એક પલટણ બનાવી અને તેમાં અંગ્રેજ અમલદારો વધાર્યા. આ જ પ્રમાણે મુંબઇ–મદ્રાસમાં પણ બંધારણ બંધાયું અને સાથે સાથે ઘોડેસ્વાર અને તોપચી ટુકડીઓ પણ બનાવવામાં આવી.

આવા અસરકારક બંધારણના જોરે ત્યારપછી ૧૭૯૮માં આવેલા નવા ગવર્નર માર્કવીસ વેલેસ્લીએ મોગલ, મરાઠા અને ફ્રેંચોનું જોર તોડયું અને અંગ્રેજી રાજ્યનો પાયો મજબુત કર્યો.

લશ્કરમાં વારંવાર ફરતાં બંધારણ અને તેને લગતા નીકળતા નતનવા હુકમોના ત્રાસને લીધે તેમ જ સ્વદેશના માન ખાતર હિંદી પલટણમાં બેદીલીની આગ ચુપચુપ ધુંધવાઇ રહી હતી પરંતુ તેને પ્રગટ થવાને વાર હતી. આમ છતાં ૧૮૫૭ના મહાન બળવાનું મૂળ નાખનારો નાનો બળવો વેલોરમાં ૧૮૦૬માં બન્યો. સીપાઇઓ ફરી ગયા ને અંગ્રેજોની કાપાકાપી ચાલી. પરંતુ કર્નલ ગીલેસ્પીએ એ બળવો દાબી દીધો.

આ ખુશ્કી લશ્કરની મદદથી દરિયાપારના મુલકો જીતવા માટે પણ અંગ્રેજોએ હામ ભીડેલી અને તે વખતે બુર્બોનો ટાપુ, સીલોન, જાવા વગેરે ટાપુઓ તેમણે જીતેલા. ત્યાર પછી દક્ષિણમાં ૧૮૧૭માં મરાઠાઓએ બુઝાતા દીપક માફક છેલ્લું છેલ્લું ભયંકર જોર કરી લીધું. અંગ્રેજોને આ વખતે આખા હિંદી લશ્કરનો ઉપયોગ કરવા વખત આવ્યો. તેઓ ફાવ્યા અને દક્ષિણીઓ હમેશને માટે હાર્યા હોય તેમ ત્યાર પછી દક્ષિણમાં ફરી મોટું યુદ્ધ થવા પામ્યું નહિ. યુદ્ધનો પવન ત્યાર પછી ઉત્તર હિંદમાં ફુંકાયો.

આ વખતે બે બેટેલીયનની એક પલટણનું બંધારણ વળી પાછું ભાંગીને તેના સ્વતંત્ર વિભાગો પાડવામાં આવ્યા અને જે તારીખે એક બેટેલીયન ઉભી કરવામાં આવી તે તારીખનો નંબર આપી તે નંબરથી તે બેટેલીયન ઓળખવાની શરૂઆત થઈ. બંગાળી લશ્કરમાં ત્રણ ઘોડેશ્વાર તોપખાના બ્રીગેડ, પાંચ પાયદળ તોપખાના બેટેલીયન, બે યુરોપીયન પાયદળ અને ૬૮ હિંદી પાયદળ પલટણ, તેમજ ૫ કાયમી ઘોડેશ્વાર અને ૮ કામચલાઉ ઘોડેશ્વાર પલટણનું બનાવવામાં આવ્યું. મુંબઇ અને મદ્રાસમાં પણ એ નવું બંધારણ દાખલ થયું.

ત્યારપછી બ્રીટિશ લશ્કરની નજર અફ્ઘાનીસ્તાન તરફ ઈ. ૧૯૩૯ માં દોડી અને કાબુલ લીધું; પરંતુ પાછી સખત હાર ખાઇ પાછા વળવું પડયું. જે વખતે પંજાબમાં શીખો સાથે અથડામણ થઈ. અનેક ઠેકાણે અનેક હારજીતો થયા પછી, લાંબો સમય વીત્યા પછી સુબ્રાઉન અને ગુજરાત પાસે શીખોને છેલ્લી મરણતોલ હાર ખાવી પડી અને પંજાબ બ્રીટિશ રાજ્યમાં જોડાયું. ત્યારપછી સીંધ અને બરમા હાથ આવ્યાં, પણ પંજાબમાં એમ લશ્કરી રીતે શાંતિ થાય તેમ નથી અને આજ સુધી સરહદપર એ જુના ધીંગાણાંની અસરોને લીધે નતનવી તકલીફો ઉભી હોય છે જ.

૧૮૫૭ ના બળવા વખતે લશ્કરની સ્થિતી આ પ્રમાણે હતીઃ બંગાળી લશ્કરમાં ૨૧૦૦૦ બ્રીટિશ અને ૧૩૭૦૦૦ દેશીઓ હતા. મદ્રાસી લશ્કરમાં ૮૦૦૦ અંગ્રેજ અને ૪૯૦૦૦ દેશીઓ હતા અને મુંબઇ લશ્કરમાં ૯૦૦૦ અંગ્રેજ અને ૪૫૦૦૦ હજાર દેશીઓ હતા. આ આંકડાઓ જોતાં અંગ્રેજોના જાનમાલને જબરૂં જોખમ હતું અને તેમનાં મૂળ હલી જાય તેવી પરિસ્થિતી હતી. બળવાનાં કારણો ઇતિહાસમાં જગજાહેર છે. જેમાં લશ્કર ઉપર અમલદારોનો ઓછો કાબુ એ પણ એક કારણ હતું. ત્યારપછી બળવો કેવો સખત હાથે દાબી દેવામાં આવ્યો તે તો ઇતિહાસમાં જાણીતી બીના છે એટલે તેના પિષ્ટપેષણની અહીં જરૂર નથી. પરંતુ બળવામાંથી અંગ્રેજ સરકારને લશ્કરી વ્યવસ્થામાં સુધારા કરવાને ઘણા પાઠો શીખવાના મળ્યા અને તેથી ત્યાર પછી પુનર્વ્યવસ્થા હાથમાં લેવામાં આવી.

સૌથી પહેલાં તો ઇસ્ટ ઇન્ડીયા કંપનીને બદલે અંગ્રેજ રાજાએ હીંદની લગામ હાથમાં લીધી. આ વખતે ઉપર જણાવેલાં ત્રણ પ્રાંતિક મુખ્ય લશ્કરો હતાં જેમાં કુલ્લે ૬૫૦૦૦ બ્રીટીશ અને ૧૪૦૦૦૦ દેશીઓ હતા. મુખ્ય સુધારો એ થયો કે ત્રણે લશ્કરોને એક છત્ર નીચે મુકવામાં આવ્યાં. ઉપરાંત તેનું વર્ગીકરણ ( class regi-

ments અને companies) કરવામાં આવ્યું. ૧૮૯૫ માં વળી પાછો મોટો સુધારો થયો જેમાં એ ત્રણે પ્રાંતિક લશ્કરોનાં નામો રદ કરી તેને ઠેકાણે 'કમાન્ડ' સીસ્ટમ દાખલ થઇ. જે દ્વારા પંજાબ, બંગાળ, મદ્રાસ અને મુંબઇ એમ ચાર 'કમાન્ડો' ઉભા કરવામાં આવ્યા.

આ પદ્ધતિ વળી ૧૯૦૪ સુધી ચાલી. જે વખતે લોર્ડ કીચનરે વળી મદ્રાસ કમાન્ડ રદ કર્યો અને પ્રાંતિક નામો મેલી દઇ, ઉત્તર કમાન્ડ (એટલે પંજાબ), પૂર્વ કમાન્ડ (એટલે બંગાળ) અને પશ્ચિમ કમાન્ડ (એટલે મુંબઈ) એવાં નામો આપ્યાં. પણ ૧૯૦૭માં વળી અમલદારોને આ પદ્ધતિએ કામ કરતાં ઢીલ થવાની ફરિયાદ આવી. જેથી કરી બધા જુદા જુદા કમાન્ડો રદ કરી તેની જગ્યાએ બે જ વિભાગ બે મોટા અમલદારો (જનરલ ઓફીસરો)ના હાથ નીચે સોંપવામાં આવ્યો. ઉત્તર અને દક્ષિણ કમાન્ડ એ નામ અ-પાયાં. આ અમલદારોને માત્ર કમાન્ડ, તપાસ અને કેળવણીનું જ કામ કરવાનું હતું જ્યારે લશ્કરી વહીવટની માથાઝીકનું કામ તેમને માથે નહોતું.

છેલ્લી મોટી લડાઇમાં બન્ને કમાન્ડરોએ ભાગ લીધો, અને ૧૯૧૭–૧૮ સુધી એમનું એમ ગાડું ચાલ્યું. જે દરમ્યાન વ્યવસ્થામાં ઘણી ખામીઓ દેખાઇ, કારણ કે જુદા જુદા પ્રાંતિક અમલદારોનું કામ આમ એક છત્રપર આવી પડવાથી કામનો બોજો વધી ગયો. એટલે વળી જવાબદારીઓના વિભાગ પાડી તેને વ્હેંચી દેવામાં આવી, અને એમ કરી મધ્ય સ્થળ પરથી કામનો બોજો ઓછો કરવામાં આવ્યો. લશ્કરનું નામ 'આર્મી' હતું તે ફેરવીને 'કમાન્ડ' રાખવામાં આવ્યું અને વહીવટી સ્ટાફ વધારી પ્રાંતિક જનરલ ઓ-ફીસરોને વધારે જવાબદારીઓ આપી. ૧૯૨૦ માં બેને બદલે ૪ કમાન્ડ થયા હતા.

હિંદી લશ્કરમાં ખુશ્કી (જમીન) લશ્કરનો જુનો ઇતિહાસ, જેમાં હાલના બંધારણના મૂળીયાં છે તેની આછી રૂપરેખા આપણે જોઈ ગયા. એ બધાં જુનાં ફારફેરીને પરીણામે તેનું હાલનું બંધારણ કેવું છે તે ટુંકામાં આપણે હવે જોઇએ.

આ બંધારણની વિગતવાર સમજણ "ધી આર્મી ઇન ઇંડીયા એન્ડ ઇટસ ઇવોલ્યુશન" નામના ૧૯૨૪ માં બ્હાર પડેલા, સરકારી સત્તાધારી પ્રકાશનમાં આપવામાં આવી છે; જેનો ટુંક સાર નીચે પ્રમાણે છે.

વિલાયતમાં બેસતો હીંદી પ્રધાન હીંદી લશ્કરી ખાતાના વહીવટમાં ખાસ સત્તા અને જવાબદારી ધરાવે છે, તેનો હીંદી લશ્કરી સલાહકાર તે વિલાયતની ઇન્ડીઆ ઓફીસમાંના હીંદી લશ્કરી ખાતાનો સેક્રેટરી છે. આ જગ્યાએ હીંદી લશ્કરમાં ઉંચો હોદ્દો ધરાવનારની જ નીમણુંક કરવામાં આવે છે. ઘણું કરીને અનુભવી 'જનરલ'ને જ તે પદવી આપવામાં આવે છે. તેને વળી હીંદી લશ્કરમાંથી ચુંટેલો અમલદાર "ફર્સ્ટ ગ્રેડ સ્ટાફ ઓફીસર'ને નામે મદદનીશ હોય છે. આમ છતાં એ સેક્રેટરી હીંદી બાબતોથી હંમેશા જાણીતો રહી શકે તે માટે તેને પોતાની મુદ્દત દરમ્યાન હીંદની મુલાકાત લેવી પડે છે. આ ઉપરાંત એક પ્રથા જુના વખતથી એવી પડી જ ગઇ છે કે હીંદી લશ્કરમાંથી રીટાયર્ડ થયેલો એક ઉંચો હોદ્દેદાર અમલદાર સ્ટેટ કાઉન્સીલમાં સભ્ય તરીકે બેસે છે.

હીંદના વાઇસરોયના હાથમાં દેશની 'સીવીલ તેમજ લશ્કરી' એમ બન્ને વહીવટની લગામ સોંપવામાં આવી છે અને તેનીપર તેની જ સત્તા, હકુમત, અને દેખરેખ રહે છે, જો કે તે માટે તેને

માટે તેને વિલાયતથી સ્ટેટ સેક્રેટરીના આવતા હુકમો બરોબર પાળવા પડે છે. વાઇસરોયની એક્ઝીક્યુટીવ કાઉન્સીલને બીજાં ખાતાંઓ જેટલી જ લસ્કરી ખાતામાં સત્તા હોય છે પરંતુ ૧૯૧૯ ના સુધારામાં લસ્કરી ખાતાને ધારાસભાની સત્તામાંથી બાતલ કરવામાં આવ્યું છે.

હિંદી લશ્કરના સર્વોપરી અમલદારોમાં આ સ્ટેટ સેક્રેટરી. મીલટરી સેક્રેટરી અને વાઈસરાય ઈન કાઉન્સીલથી બીજે નંબરે હીઝ એક્ષેલન્સી ધ કમાન્ડર ઇન ચીફ ગણાય છે, જે રિવાજ પ્રમાણે વાઇસરાયની કાઉન્સીલ ( મંત્રીમંડળ ) માં પણ સભ્ય તરીકે બેસે છે. હીંદી લશ્કરનો કુલ વહીવટ, શાન્તિના કે લડાઇના વખતમાં, આ કમાન્ડર ઈન ચીફ અને આર્મી મેંબરના હાથમાં રહે છે. આ ઉપરાંત તેને રોયલ ઇન્ડીયન મરીન ( યાને તરી–દરીયાઈ લશ્કર ) તેમજ રોયલ એર ફોર્સ ( યાને હવાઇ લશ્કર )નો વહીવટ પણ સંભાળવો પડે છે. [ લશ્કરના ૪ જુદાં જુદાં મુખ્ય ખાતાઓમાં તેને મદદ કરવા માટે દરેક ખાતાંનો સર્વોપરી અમલદાર હોય છે: જેવાં કે ( ૧ ) જનરલ સ્ટાફનો ચીફ ( જે લશ્કરી નીતિ, હીંદના રક્ષણ માટેની યોજના, અને ફેરવણી વગેરે સંભાળે છે ) [ સામાન્ય ખાતું ] (૨) ધી એડજ્યુટન્ટ જનરલ ( લડાયક ખાતું : જે નવાં લશ્કરો ઉભાં કરવાં, ગોઠવવાં, નીભાવવાં, સુલેહ સાચવવી, વ્યવસ્થા જાળવવી, તેમાં દવાઈ અને ન્યાયના કામ વગેરે સંભાળે છે ) (૩) ક્વાર્ટર માસ્ટર જનરલ [ ખાધ ખોરાકી લશ્કરી સામગ્રી ખાતુ ] અને (૪) માસ્ટર જનરલ ઓફ સપ્લાઇ [ જે ખાધ ખોરાકી અને પોષાકી મેળવવા માટેના કારખાના, કોન્ટ્રાકટ વગેરેપર દેખરેખ રાખે છે. ]

૧. મીલીટરી સેક્રેટરી, ઘણું કરી મેજર જનરલ, જે લશ્કરના અમલદારોની નીમણુંકો, ફેરબદલીઓ, રજા, પગાર, રીટાયરમેંટ વગેરે સંભાળે છે.

ઉપરાંત ઘોડેસ્વારી અને તોપખાનાના ખાતાંઓ માટે પણ ખાસ અમલદારો, મેજર જનરલો ખાસ સલાહ આપનારા હોય છે.

આ હીંદી લશ્કરનું મુખ્ય મથક ( હેડક્વાર્ટર્સ ) સીમલામાં છે. ત્યાં આર્મી ડીપાર્ટમેંટ યાને લશ્કરી ખાતાની ગોઠવણ બીજાં સીવીલ ખાતાંઓ જેવી જ છે અને જેમ દરેક ખાતાંનો સેક્રેટરી વાઇસરાયની હમેશ નિકટમાં રહે છે, તેમ આ ખાતાંના સેક્રેટરી પણ વાઇસરાયની નિકટ રહે છે. ત્યાર પછી ડેપ્યુટી સેક્રેટરી, ત્રણ મદદનીશ સેક્રેટરીઓ જેમાંનો એક હીંદી સોલજરોની બોર્ડનો સેક્રેટરી પણ ગણાય છે. ઉપરાંત છાવણી અને લશ્કરી મિલ્કતોનો એક ઇન્સપેક્ટીંગ ઓફીસર પણ હોય છે. રાજસભામાં આ ખાતાના પ્રતિનિધિ તરીકે આર્મી મેંબર રહે છે અને ધારાસભામાં આર્મી સેક્રેટરી રહે છે. આ ખાતાના વહીવટને સરળ કરવા માટે એ ખાતાની જ એક કાઉન્સીલ, મીલીટરી કાઉન્સીલને નામે વખતો વખત ભરાય છે; જેમાં પ્રમુખ કમાન્ડર-ઇન-ચીફ અને સભ્યો ઉપર જણાવેલા સર્વોપરિ અમલદારો છે.

લશ્કરી વહીવટ માટે હીંદની લશ્કરી દૃષ્ટિએ ૪ વિભાગ પાડવામાં આવ્યા છે, જેને 'કમાન્ડ' તરીકે ઓળખવામાં આવે છે. દરેક કમાન્ડ નીચે ૧૩ જીલ્લા મુકી દેવામાં આવ્યા છે. જેમકે:- (૧) ઉત્તર કમાંડ જેમાં મુખ્ય જીલ્લાઓ વઝીરીસ્તાન, લાહોર, રાવળપીંડી, કોહાટ અને પેશાવર સમાયલા છે અને તેની છાવણી મુરીમાં રહે છે. (૨) પશ્ચિમ કમાંડ જેમાં મુખ્ય જીલ્લાઓ તરીકે સીંધ, રજપુતાના, બલુચીસ્તાન, અને ઝોબ સમાય છે. તેની છાવણી કવેટામાં છે. (૩) પૂર્વ કમાન્ડ જેમાં બંગાળ અને આસામ, યુક્તપ્રાંત અને દીલ્હી તેમજ અલાહાબાદ સમાય છે, જેની છાવણી નૈનીતાલમાં છે. (૪) દક્ષિણ કમાંડ જેમાં મદ્રાસ, મુંબઇ, પુના અને સંયુક્ત પ્રાંત સમાય છે, જેની છાવણી પુનામાં છે. આ સર્વ મુખ્ય કમાંડોમાં સર્વોપરિ અમલદાર જનરલ ઓફીસર-કમાન્ડીંગ ઇન-ચીફ તરીકે

ઓળખાય છે. આ ચાર મુખ્ય વિભાગ ઉપરાંત બર્મા અને એડનના કમાંડ ખાસ જુદા વિભાગ તરીકે ગણવામાં આવે છે; કારણ કે ભૂગોળમાં તે હિંદથી ઘણા અલગ દેખાય છે. આ દરેક મુખ્ય સેનાપતિને પોતાના વિભાગમાંના લશ્કરનો કુલ વહીવટ સંભાળવાનો હોય છે અને તે માટે તેની સત્તા તેમજ જવાબદારી રહેલી છે.

દરેક વિભાગમાં લશ્કરની વહેંચણી કરવામાં એક સિદ્ધાંત ખાસ રાખવામાં આવ્યો છે, જેથી કરી લડાઇને વખતે દરેક કમાંડ તરફથી તુરત લશ્કર તૈયાર થઈ જાય. આ હેતુથી લશ્કરના ત્રણ ભાગ પાડવામાં આવ્યા છેઃ—

૧) કવરીંગ ટ્રુપ્સ ( જે સરહદપરના નાના ઝઘડાઓને સંભાળે છે અને મોટી લડાઇઓમાં લડતા લશ્કર પાછળ એવી રીતે ગોઠવાઇ જાય છે કે તેની પાછળ નવી ભરતી અડચણ વગર ચાલ્યા કરે. આ લશ્કર ૧૨ા પાયદળ બ્રીગેડ તેમજ બીજા સંજામનું બનેલું છે. )

૨) ફીલ્ડ ટ્રુપ્સ ( યાને લડાયક લશ્કર. જેમાં ૪ ડીવીઝનો અને ૫ ઘોડેસ્વાર બ્રીગેડો હોય છે. હિંદનો આધાર આ લશ્કર પર જ છે. )

૩) ઇન્ટરનલ સીક્યુરીટી ટ્રુપ્સ ( માત્ર દેશની અંદર સુલેહ જાળવવા માટે જ આ નાનો વિભાગ છે. )

હીંદી લશ્કરના વહીવટની સાંકળમાં ૫૦૦૦ માઇલ દુર વિલાયતમાં બેઠેલા હીંદી પ્રધાનથી માંડી વાઇસરોય, કમાન્ડર ઇન ચીફ મારફત છેક નાના અમલદારની કડીઓ કેમ ગોઠવાઈ ગયેલી છે તે આપણે જોઈ ગયા. એ વહીવટની રૂપરેખા જોઇ ગયા. પછી હવે આપણે હાલનું હીંદી લશ્કર કેટલું છે, તેમાં કોણ કોણ, કેટલા અને કેવી રીતે રહેલા છે, તે બધું ટુંકમાં જોઇએ.

## હીંદમાં બ્રીટીશ પલટણો

હીંદમાં રહેલા બ્રીટીશ ઘોડેસ્વાર અને પાયદળ સૈનિકો માત્ર

બ્રીટીશ નોકરીમાં જ છે એમ માનવા. કોઇ પણ સૈનિકને અહીં કાયમની નોકરી કરવાની હોતી નથી. વિલાયતના બ્રીટીશ લશ્કરમાંના સૈનિકોને જીંદગીમાં પરદેશ–બ્રીટીશ છત્ર નીચેના દેશોમાં નોકરી ભરવી પડી છે. જેમાં મોટા ભાગને ફાળે હિંદ જ આવે છે. બ્રીટીશ પાયદળ ફોજોમાં એવો રિવાજ છે કે એક રેજીમેંટમાંની એક બેટેલીયન પરદેશમાં નોકરી પર હોય છે, ત્યારે બીજીએ સ્વદેશમાં રહેવું જ પડે છે. આ પ્રમાણે એક બેટેલીયનને પરદેશમાં કુલ ૧૬ વર્ષ નોકરીમાં ગાળવાં પડે છે. ઘોડેસ્વાર પલટણોમાં આવા બે વિભાગ ન હોવાથી તેમને આ રિવાજ લાગુ પડતો નથી, અને તેમનામાંથી ટુકડીઓ ચુંટી કાઢીને મોકલવામાં આવે છે, જેને ૧૪ વર્ષની પરદેશી નોકરીની મુદત છે. લડાઇ કરતાં સુલેહના વખતમાં ગ્રેટબ્રીટનમાં ઘણું ઓછું લશ્કર નીભાવવામાં આવે છે, જ્યારે હિંદમાં લડાઇને વખતે જોઇએ તેથી પણ વધુ લશ્કર સુલેહના વખતમાં નીભાવવામાં આવે છે; કારણકે હીંદમાં રહેલું બ્રીટીશ લશ્કર કાયમી નહિ હોવાથી વધારાનું ગણાય છે અને લડાઇને વખતે એવા લશ્કર પર જ આધાર રાખવો પડે છે. આ પ્રમાણે હીંદને માથે બ્રીટીશ લશ્કર નકામું લાદવામાં આવેલું છે અને તેમાં પણ નોકરી કરે વિલાયતની જ્યારે તેમના પગાર હીંદી તીજોરીમાંથી ચુકવાય છે !

હિંદમાં આવી બ્રીટીશ ઘોડેસ્વાર પલટણો કુલ પાંચ છે. દરેક પલટણમાં ૨૭ ઓફીસરો અને ૫૭૧ નાના અમલદારો તથા સોલ્જરો હોય છે. બ્રીટીશ પાયદળમાં કુલ ટુકડીઓ ( બેટેલીયન્સ ) ૪૫ છે, જેમાં દરેકમાં ૨૮ ઓફીસરો અને ૮૮૨ નાના અમલદારો તથા સોલ્જરો હોય છે. આ હિસાબે અનુક્રમે ૨૯૯૦ ઘોડેસ્વાર બ્રીટીશો તેમજ ૪૦૯૫૦ પાયદળી બ્રીટીશો મળી કુલ ૪૩૯૪૦ નું બનેલું બ્રીટીશ લશ્કર હિંદમાં રહે છે.

આ રીતની ટુકડીઓ ૧૯૨૧ સુધી હતી, પરંતુ ૧૯૨૧માં તેમાં

ફેરફાર કરવામાં આવ્યો. મશીનગન ટુકડી ૨૬ કરવામાં આવી હોવાથી પાયદળોને આઠ મશીનગનો આપવામાં આવી અને તે ચલાવવા માટે હીંદી લડવૈયાઓ ઉમેરી ૪૧ હીંદી અને એક હીંદી અમલદારની 'પ્લેટુન' બનાવવામાં આવી. દરેક ટુકડીમાં આવી એક પ્લેટુન તે વરસથી દાખલ થઈ છે. જ્યારે બ્રીટીશ ટુકડી વિલાયત જાય છે ત્યારે ઉપલી આખી પ્લેટુન બીજી ટુકડીને સોંપી દેવામાં આવે છે.

બાદશાહી તોપખાનામાં હીંદીઓને દાખલ કરવામાં આવે છે અને તેમનું કામ ડ્રાઈવર, ગનર અને આર્ટીફીસર તરીકે હોય છે. સરહદની બ્રીટીશ બેટેલીયનમાં તેઓ ગનર્સ અને આર્ટીફીસરનું કામ કરે છે, જ્યારે હીંદી હેવી બેટરીમાં તેઓ માત્ર ગનર્સ તરીકે કામ કરે છે. સુલેહના વખતમાં તોપખાનામાં આટલું બળ રહે છે:— (૧) **શાહી ઘોડેસ્વાર તોપખાનું:** એક બ્રીગેડ જેમાં હેડક્વાર્ટર્સ, ત્રણ બેટરી, ત્રણ દારૂગોળાના કોઠાઓ, અને એક અનબ્રીગેડેડ બેટરી તેમજ દારૂગોળાનું કાયમ રહે છે. દરેક બેટરીમાં ૬, ૧૩ પાઉન્ડના ગોળાની તોપો રહે છે. (૨) **ફીલ્ડ (મોટી અને નાની) બ્રીગેડો:** મોટીમાં સાત બ્રીગેડો હોય છે જેમાં દરેકમાં હેડક્વાર્ટર્સ અને ૪ બેટરી હોય છે, તેમજ નાનીમાં ત્રણ બ્રીગેડો અને દરેકમાં હેડક્વાર્ટર્સ અને ૪ બેટરી હોય છે. મોટી સાત બ્રીગેડોમાંની ૪ માં ૧૮ શેરીયા ગોળાની ૬ તોપોની બે બેટરી હોય છે અને બીજી બે ૪॥ ઈંચમાંની હોવીટઝર તોપો હોય છે. બાકીની ત્રણ બ્રીગેડો પાસેની ત્રણ બેટરી દરેકમાં ૧૮ શેરીયા ગોળાની ૬ તોપો અને એક હોવીટઝર હોય છે. નાની ત્રણ બ્રીગેડોમાંની બે પાસે ત્રણ બેટરીમાં ૧૮ શેરીયા ગોળાની તોપ તથા એક હોવીટઝર હોય છે, જ્યારે એક બ્રીગેડ પાસે બે બેટરીમાં એ પ્રમાણે હોય છે. (૩) **ફીલ્ડ (બારતી ખાસ) બ્રીગેડ:** આની પાસે પણ ઉપર પ્રમાણેની બેટરીઓ બેનતી

સંખ્યામાં રહે છે. (૪) **ઇન્ડીઅન પેક બ્રીગેડસ:** આ ટુકડીઓ પાસે ૬ બ્રીગેડ દરેકમાં હેડક્વાર્ટર્સ, એક બ્રીટીશ અને ત્રણ હીંદી બેટરી તેમજ એક અનબ્રીગેડેડ બેટરી અને સેકશન રહે છે. જેમાંની બ્રીગેડેડ બેટરીઓમાં ૩॥ ઇંચની હોવીટઝરો હોય છે, જ્યારે બાકીનીમાં ૨॥ ઇંચની તોપો હોય છે. (૫) **દારૂગોળાના કોલમો:** તોપખાનાની બ્રીગેડોને લડાઇમાં ચાલુ દારૂગોળો સપ્લાય કર્યા કરે ને તે માટે લડી નાંખે એવી બે ટુકડીઓ હોય છે. (૬) **મીડીયમ બ્રીગેડસ:** બે હોય છે જેમાં દરેક પાસે એક ઘોડાથી ખેંચાતી અને બે હાથથી ખેંચાતી બેટરી હોય છે. બે પાસે ૬ ઇંચી ૧ ટનની હોવીટઝર હોય છે અને એક ૬૦ શેરીયા ગોળાની તોપ હોય છે. (૭) **ભારી બ્રીગેડ:** હેડક્વાર્ટર્સ અને બેટરી સાથે એક મુંબઇ, એક કલકત્તા અને કરાંચીમાં રહે છે. (૮) **સરહદપરની બ્રીગેડ:** એક જે કોહાટમાં રહે છે, જેની ટુકડીઓ લોખાર્ટ, સડેગી, ખડક, રઝની, ડમડીલ વગેરે ઠેકાણે છે.

## દેશી લશ્કર

હીંદમાં બ્રીટીશ પલટણો કેટલી છે, વગેરે હકીકત આપણે જોઇ ગયા. હવે દેશી પલટણોનું કેટલું બળ છે તે આપણે જોઇએ.

આવી દેશી **ઘોડેસ્વાર** પલટણો દેશમાં કુલ ૨૧ છે. સુલેહના વખતમાં આવી એક ઘોડેસ્વાર પલટણમાં ૧૪ બ્રીટીશ અમલદારો, ૧૯ હિન્દી અમલદારો અને ૫૧૨ નાના અમલદારો તથા સૈનિકો હોય છે.

દેશી પાયદળ પલટણો કુલ ૩૪ છે. જેમાં ૨૦ મુખ્ય પાયદળ પલટણો, ૩ પાયોનીયર પલટણ, એક સ્વતંત્ર પાયોનીયર બટાલીયન (૪ થી હાઝરા) અને ૧૦ ગુરખા પલટણો છે. મુખ્ય પાયદળ પલટણોમાં કુલ ૧૦૬ બટાલીયનો છે અને આવી દરેક બટાલીયનમાં ૧૨ ગોરા અમલદારો, ૨૦ હીંદી અને ૭૪૨ સૈનિકો; ત્રણ પાયોનીયરમાં

૧૨ બટાલીયનો જેમાંની દરેકમાં ૧૨ ગોરા અમલદારો, ૧૬ હીંદી અને ૭૨૦ સૈનીકો હોય છે. ગુરખા પલટનમાં કુલ ૨૦ બટાલીયનો છે, જેમાંની દરેકમાં અનુક્રમ ૧૩-૨૦ અને ૯૨૧ માણસો હોય છે. આ પલટણોનું બળ લડાઇના વખતમાં ટકાવી રાખવા માટે રીઝર્વ પણ રાખવામાં આવે છે.

'રીઝર્વ' બે જાતના હોય છે. 'એ' વર્ગ અને 'બી' વર્ગ. 'એ' વર્ગના રીઝર્વીસ્ટને કુલ ૮ વર્ષ નોકરી ભરવી પડે છે અને 'બી' વર્ગને કુલ ૧૫ વર્ષ. રીઝર્વમાં નોકરી ફરજીયાત છે. એક માણસને તેમાં દાખલ થયા પછી ૫ વર્ષ લશ્કરમાં અને ૧૫ વર્ષ બન્નેમાં નોકરી કરવી પડે છે. 'એ' વર્ગને વરસમાં એક જ મહિનો કેળવણી લેવી પડે છે. અને 'બી' વર્ગને વર્ષમાં બે વખત. કેળવણી લેતી વખતે રીઝર્વીસ્ટને પુરો પગાર મળે છે. બાકીના મહીનાઓમાં (તે ઘેર બેઠો હોય છે ત્યારે) તેને દર મહિને 'એ' વર્ગને રૂ. ૭) અને 'બી' વર્ગને રૂ. ૪) મળ્યા જાય છે. ૧૫ વર્ષની નોકરી પછી રીઝર્વીસ્ટને છુટો કરવામા આવે છે જે પછી તેને દર મહિને રૂ ૩) પેન્શન મળે છે અથવા તેની બદલીમાં રોકડા જોઇતા હોય તો રૂ. ૩૦૦) માં તેનો હક્ક રદ કરવામાં આવે છે. એક માણસ જો મુદત દરમ્યાન નોકરી કરવાને અશક્ત બની જાય તો તેને ત્રણથી છ માસનો પગાર તેમજ સારી વર્તણુંક માટેની રકમ બક્ષીશ આપવામાં આવે છે.

[ **નોંધ:** દેશમાં રહેલા જે ગરીબ લોહાણા બંધુઓને ગાડાં હાંકતાં, ખેતરે ચાકરી કરતાં છતાં પુરૂં નથી થતું તેવા અસલી ક્ષત્રીય બંધુઓ માટે આ ક્ષત્રીયતાની લાઇન લેવી વધારે સારી છે, એવો મારો અધીન મત છે. આ રીઝર્વની નોકરીમાં પગાર, મળતર, નિયમો વગેરે શું છે તે ઉપર સ્પષ્ટ કરીને જણાવ્યાં છે—સંપાદક. ]

આવા રીઝર્વીસ્ટોનું પ્રમાણ આ પ્રમાણે રહે છે:—

ઘોડેસ્વાર ૨૯૪૩; તોપખાનું ૨૫૨૦; સાપર્સ અને માઇનર્સ

૧૭૧૦; સીગનલ કોર ૯૦૧, પાયદળ ૨૪૩૨૦; ગુરખા ૨૦૦૦ પાયોનીયર ૧૨૪૦; સ્વતંત્ર પાયોનીયર ૮૧.

આ ઉપરાંત પાયદળમાં આર્મર્ડકારવાળી રોયલ ટેંકકોરની પણ બે ટુકડી ઉભી કરવામાં આવી છે.

આ લશ્કર ઉપરાંત દવાખાતું. માલ લાવ-લઇજા ખાતું વગેરેમાં પણ સ્થાન મેળવી શકાય છે. એમાં અત્યારે ૪૦ થી ૫૦ હજાર માણસો કામપર રોકાયલા હશે.

## નોકરીની મુદત

ઘોડેસ્વારને કુલ ૭ વર્ષ નોકરી કરવી પડે છે. તોપખાનામાં કુલ ૬ વર્ષ ( ભારી કામ કરનારને ૪ અને ૫ વર્ષ ), માલખાતામાં ૭ વર્ષ, પાયદળમાં ૫ વષ અને ત્યારપછી ૧૦ વર્ષ રીઝર્વમાં જાનવરખાતામાં ૪ વર્ષ અને ૬ વર્ષ. રીઝર્વ બેંડવાળાને ૧૦ વર્ષ; લશ્કરીખાતાના દરજી, મોચી, સુતાર, કલાર્ક, શિક્ષકો વગેરે શાન્ત કામ કરનારને ૧૦ વર્ષ. વખત પ્રમાણે આ મુદત વધારવામાં પણ આવે તો વાંધો ન લેવાય.

આ દેશી લશકરમાં જુદા જુદા વર્ષોમાં કુલ નીચે પ્રમાણે સૈનિકો હતા, જેમની શરીરસ્થિતિ પણ જણાવેલી છે:—

## હિંદનું દેશી લશ્કર

| સાલ | સરેરાસ સંખ્યા | મરણ | માંદા | કાયમના માંદા |
|---|---|---|---|---|
| ૧૯૧૦/૧૪ | ૧૩૦૨૬૧ | ૫૭૩ | ૬૯૯ | ૨૬૬૨ |
| ૧૯૧૫ | ૧૧૯૯૦૫ | ૧૦૨૬ | ૫૪૧૫ | ૪૦૬૫ |
| ૧૯૧૮ | ૩૪૧૪૫૮ | ૯૯૫૯ | ૬૫૩૯ | ૧૩૮૯૭ |
| ૧૯૧૫/૧૯ | ૨૦૪૨૯૮ | ૩૪૩૫ | ૪૯૨૪ | ૭૭૯૨ |
| ૧૯૨૪ | ૧૩૪૭૪૨ | ૭૭૨ | ૧૭૩૧ | ૨૪૩૨ |

આપણે જોઇ ગયા કે હીંદનું જે સામાન્ય હીંદી લશ્કર છે, તે કેટલું છે અને તેને લગતા શું નિયમો છે. આ સામાન્ય લશ્કર

ઉપરાંત (૧) ઓકઝીલીયરી ફોર્સ તેમજ (૨) ટેરીટોરીયલ ફોર્સ નામના બે ખાસ શાખા–લશ્કરો છે, જેમાંના બીજા નંબરમાં દાખલ થઈ શકાય તેવા સંભવો છે.

**ઓકઝીલીયરી ફોર્સઃ—**

આ લશ્કર ખાસ યુરોપીયન ગ્રહસ્થોનું સ્વયંસેવક લશ્કર કહીએ તો ચાલે. લડાઇ પછી બ્રીટનને જણાયું, કે લશ્કરની સંખ્યા ચોક્કસ કરવાથી હિ વળે તેમ નથી! પ્રજા વિરૂદ્ધ પ્રજાના યુદ્ધમાં તો જેનું સંખ્યાબળ વધારે તે ફાવે તેમ હોવાથી બ્રીટને યુરોપીયન નાગરિકોમાંથી લશ્કર બનાવવાની નીતિ આદરી અને તને આ નામે ઓળખવામાં આવે છે. દરેક દરેક યુરોપીયન મોટે ભાગે આમાં કેળવણી પામેલો હોય છે, જેની મુદ્દત ઊમરના પ્રમાણમાં રાખવામાં આવે છે. તેને સારા પગારો પણ મળે છે.

**ઇન્ડીયન ટેરીટોરીયલ ફોર્સ :**

હીંદના લશ્કરને હીંદીમય બનાવવા માટેની ચળવળનું એક પગથીયું તે આ લશ્કર ગણાય, એમ સરકાર કહે છે. **જે પ્રજા વંશપરંપરાથી લડાયક પ્રજા ન હોય, જેને વારસામાં લડાયક ધંધો ન મળ્યો હોય, છતાં જેને લડાયક થવાના કોડ હોય તેવી પ્રજાના કોડ પુરા તેને સંતોષવા માટે આ લશ્કરની સ્થાપના છે.**

( નોંધઃ જો કે ૮૦૦ વર્ષ પહેલાં આપણે લડાયક પ્રજા હતા જ, તે દિવસે વારસામાં આપણને લડાયક ખમીર મળેલું હતું જ. પરંતુ ૮૦૦ વર્ષ સુધી બરછી ઉતારી કલમ હાથમાં ઝાલી રાખવાથી આપણે વંશપરંપરાની લડાયક પ્રજા હોવાનો દાવો ગુમાવી બેઠા છીએ. તે મેળવવા માટેનો એક માર્ગ તે આ લશ્કર. આપણે પોતાની એક સિપાહી પલટણ ઊભી કરી આ લશ્કરમાં જોડી શકાય. )

આ લશ્કરને દેશમાં જ નહિ, પરંતુ દેશ બ્હાર પણ લડવા જવું પડે: તેનાથી ના ન પડાય. લડાઇ દરમ્યાન 'ઇન્ડીયન ડીફેન્સ ફોર્સ' માંથી આ શાખા જન્મેલી છે, અને તે ઈંગ્લાંડના જુના લશ્કરી બંધારણમાંથી શોધી કાઢવામાં આવી હતી. આ લશ્કરમાં જે જોડાય તેને આખું વર્ષ નહિ, પરંતુ દર વર્ષે અમુક મુદ્દત કેળવણી લેવી પડે છે. અમુક વર્ષો સુધી આવી કેળવણી સુલેહના વખતમાં અપાતી જાય એટલે જરૂર પડયે નિયામત લશ્કરની જગ્યા પુરવાને આ લશ્કર લાયક થઇ ઉભું રહે છે.

આમાં મુખ્ય બે વિભાગો છેઃ—(૧) પ્રાંતિક ટુકડીઓ અને (૨) યુનીવર્સીટી ટુકડીઓ. બીજીમાં હિંદની કોલેજોમાંથી નોકરો અને વિદ્યાર્થીઓને નોંધવામાં આવે છે. આખું વર્ષ તેમને યુરોપીયન અમલદારો કેળવણી આપે છે. વિદ્યાપીઠ છોડતાંની સાથે લશ્કરી કેળવણીમાંથી પણ તે છૂટવા પામે છે. સામાન્યતઃ એમનો લડાઇને વખત ઉપયોગ કરવાનો ઇરાદો નથી, પરંતુ વિદ્યાર્થીઓમાં વ્યક્તિત્વ ખીલવવા માટે જ એ ચળવળ ચલાવાય છે. આમ છતાં જરૂર પડયે પ્રાંતિક ટુકડીઓમાં તેમને જોડાવું પડે ખરૂં.

પ્રાંતિક ટુકડીઓને લડાઇમાં જોડાવું જ પડે છે. સૌથી પહેલી આવી સાત ટુકડીઓ ઉભી થઇ હતી. અત્યારે આવી ૨૦ ટુકડીઓ થઇ છે. (નોંધઃ અમારી ઇચ્છા છે કે લોહાણા ટુકડી ઉભી થાય ને એ સંખ્યા ૨૧ પર પહોંચાડે.) જો કે દરેક ટુકડીમાં પુરતી સંખ્યા નથી, છતાં લોકોનો ઉત્સાહ સારો છે. હાલ તુરત આમાં પાયદળ અને દવાખાનું જ છે, પરંતુ બીજા લડાયક ખાતાઓ ઉભાં કરવાની વિચારણા થઈ રહી છે.

આમાં જોડાનારને પહેલાં ૭ વર્ષ (અમુક કેસોમાં ૪ વર્ષ) કેળવણી લેવાની ફરજ પડે છે. જેમાં દર વર્ષ કુલ તેને ૨૮ દહાડા ગાળવા પડે છે.

હિંદીઓ લશ્કરી અમલદારો પણ થઇ શકે છે. જે માટે ઇંડીયન સેંડહર્સ્ટ સ્થાપવાની હાલમાં ચળવળ ચાલી રહી છે. એનો અર્થ એ છે. કે આજ દિવસ સુધી ઉંચા હોદ્દા રાજા તરફથી નીમાયલા અમલદારોને મળતા; જ્યારે નીચેના હોદ્દા વાઇસરાય તરફથી નીમાયલાઓને મળતા. પહેલી જાતના હોદ્દા માટે આજ સુધી હીંદીઓને હક્ક ન્હોતો, પરંતુ ત્યારપછી વીલાયતની સેંડહર્સ્ટમાં હીંદીઓને અમુક સંખ્યામાં દાખલ કરવામાં આવતા ને તેમની જવલ્લે જ રાજા તરફથી નીમણુંક થતી. હવે એ બધું હિંદમાં જ દાખલ થતું હોવાથી અમલદારોમાં રંગના ભેદો ધીમે ધીમે દુર થતા જાય છે.

લશ્કરી કેળવણી લેવા માટે નીચે પ્રમાણે સરકારી નિશાળો છેઃ—

| | | | |
|---|---|---|---|
| ( લશ્કરી નોકરી ) | ૧ | સ્ટાફ કોલેજ. | કવેટા. |
| ( ઉંચા હોદ્દા માટે ) | ૨ | સીનીયર ઓફીસર્સ સ્કુલ. | બેલગામ |
| ( તોપખાના માટે ) | ૩ | સ્કુલ ઓફ આર્ટીલરી. | કાકુલ |
| ( સામાન્ય ) | ૪ | ઇકવીટેશન સ્કુલ. | સાઉગોર |
| ( ,, ) | ૫ | સ્મોલ આર્મ્સ સ્કુલ | પાયમારી |
| ( શારીરીક ) | ૬ | સ્કુલ ઓફ ફીઝીકલ ટ્રેનીંગ | અંબાલા |
| ( તોપખાનું ) | ૭ | મશીનગન સ્કુલ | અહમદનગર |
| ( લશ્કરી ) | ૮ | આર્મી સીગ્નલ સ્કુલ | પુના |
| ( ટેંક ગાડી ) | ૯ | રોયલ ટેંક કોર સ્કુલ | અહમદનગર |
| ( સામાન્ય ) | ૧૦ | આર્મી સ્કુલ ઓફ એજ્યુકેશન. | બેલગામ |
| ( રાંધણુ ) | ૧૧ | ,, ,, ,, કુકરી | પુના |
| ( પશુરક્ષણ ) | ૧૨ | ,, ,, ,, વેટરનરી | અંબાલા |
| ( શિક્ષણ ) | ૧૩ | ,, સર્વીસ એસ્ટ. | રાવલપીંડી |

સૈનિકોના બાલકો માટે ઝેલમ અને જાલંદરમાં નિશાળો છે.

## ઇંડીઅન ટેરીટોરીયલ ફોર્સ

( નોંધ: ૧૧-૫ મી મરાઠા લાઇટ ઇન્ફન્ટ્રી )

બેલગામ તરફથી મળેલા આ કાયદામાં લશ્કરમાં દાખલ થવા માટે નીચે પ્રમાણે નિયમો છે. —કર્તા

" દરેક શહેરીની પહેલી ફરજ એ છે, કે દેશની સરહદનું પાડોશીઓના હુમલામાંથી રક્ષણ કરી દેશને સુરક્ષિત રાખવો. બ્રિટીશ સામ્રાજ્યમાં તેમજ હિંદમાં દેશની સરહદનું રક્ષણ નાનું, ધંધાદારી વોલન્ટરી લશ્કર કરે છે, જે ઘણું જ કેળવાયલું અને કુશળ હોય છે. છતાં તે ઘણુંજ નાનું હોય છે અને રક્ષકોની એ પહેલી હાર છે.

જરૂર પડયે એ પહેલી હારને બળ આપવા બીજી હાર તૈયાર રાખવા માટે ૧૯૨૦ માં આ કાયદો અમલમાં આવ્યો છે.

[ નોંધ: લોહાણાઓ આ પરથી જોશે, કે આ લશકરમાં કેળવણી લેવા માટે દાખલ થવાથી સરકાર કોઇ પરદેશની લડાઇ પર મોકલી દેશે તેવું નથી. પરંતુ કેળવણી પુરી થયા પછી, એટલે કે ૭ વર્ષ પછી, સરહદ પર લડાઇ જાગે ને તેમાં પણ ચાલુ લશ્કર ખપી જાય તે પછી જ જરૂર પડે તો જ આ કેળવણી પામેલા યોદ્ધાઓને બોલાવવામાં આવશે. એટલે કે દેશમાં જ, દેશની સરહદ પર જ વખત આવે તો જુધ્ધે ચઢવાનું છે. વળી હાલ તુરત અમે માત્ર ૪૦ લોહાણા જુવાનીઆઓ માંગેલા હોવાથી કદાચ યુદ્ધ ૭ વર્ષ પછી સળગે, ને બધાયને ખપી જવું પડે એ તો લાંબી ભવિષ્ય વાણી છે-વાણીનો સટ્ટો છે. કારણ કે લડાઇમાં જેટલા જાય છે તેટલા બધા જ ખલાસ થઇ જાય છે એવું નથી. આમ છતાં એ ૪૦ વીર લોહાણા કદાચ મેદાનમાં પડે તો તેમને વીરોચિત સ્વર્ગ મળે અને

એ ૪૦ વીરોને લીધે લોહાણા પ્રજાનું નામ રહેશે. ક્ષત્રિયોને મન મેદાનમાં મરવું એ તો એક ઉત્સવ છે અને એ વખત આવે તો તે દિવસે એ ૪૦ વીરોને લોહાણાજગત દેવ તરીકે પૂજશે. જ. દુ. ખં. ]

### દાખલ કોણ થઇ શકે ?

કોઇ પણ હીંદી જે બ્રિટીશ અથવા દેશી રાજ્યની પ્રજા હોય તે આ લશ્કરમાં જોડાઇ શકે છે. તેની ઉમ્મર ૧૮ થી ૩૦ વર્ષની અંદર હોવી ન જોઇએ. લશકરમાં કામ કરી આવેલા હોય અને ત્રણ વર્ષ નોકરી ભરી હોય તો તેમની ઉમ્મર પણ ૩૫ વર્ષથી વધુ હોવી ન જોઇએ. આ ઉમેદવારો શરીર તેમજ રીતભાતમાં સારા અને લાયક હોવા જોઇએ.

### નોકરીની મુદતઃ

અરજી મંજુર થયા પછી ઉમેદવારોને માત્ર ૭ વર્ષ સુધી કેળવણી લેવી પડે છે. લશ્કરમાં કામ કરી આવેલા હોય તેને ૪ વર્ષ.

દરેક ઉમેદવારને એક પલટણમાં જોડી દેવામાં આવશે અને તેને દર વર્ષમાં એક વાર વધારેમાં વધારે ૨૮ દિવસ કેળવણી લેવા માટે બોલાવવામાં આવશે, ત્યારે તેમને આવવું પડશે. ( પહેલે વર્ષે ૩૦ દિવસ અરજી મંજુર કરવા માટે પ્રાથમિક કેળવણીના વધારે ગણવા એટલે ૩૦ તેમજ ૨૮ મળી કુલ ૫૮ દિવસ. ) પછી દર વર્ષે માત્ર ૨૮ દિવસ આમ કુલ ૭ વર્ષ કેળવણી લેવી પડશે.

### નોકરી કરવાની ફરજ

આ પ્રમાણે કેળવાયલો દરેક ઉમેદવાર જે પલટણમાં તેને કેળવણી મળી હોય તે પલટણની સાથે જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે નીચે પ્રમાણે નોકરી કરવા બંધાયલો રહેશે:—

આ દેશમાં શહેરી પોલીસને રમખાણ બખેડા વખતે જરૂર પડે ત્યારે મદદ કરવા જ્યારે જ્યારે મીલીટરી ઓફીસર બોલાવે ત્યારે હાજર થવું પડશે.

વ **હિંદમાં જ નિયમિત લશ્કરમાં** ઉમેરો કરવાની જરૂર પડે ત્યારે વાઈસરોયનો હુકમ બહાર પડતાં હાજર થવું પડશે.

પોતાની મરજીથી પોતે કોઇ નિયમિત લશકરની પલટણમાં કેળવણી લેવા જોડાયો હોય તો તેમાં નોકરી કરવાની તેને ફરજ પડશે. વાઇસરોયના ખાસ હુકમ વગર આ કાયદા નીચે કેળવાયલા કોઇ પણ લશ્કરીને હિંદ બ્હાર લશ્કરી નોકરી કરવા મોકલવામાં આવશે નહિ.

**લશકરી વ્યવસ્થા:**

આ લશકરનો દરેક કમીશન્ડ ઓફીસર અને દરેક નોન-કમીશન્ડ ઓફીસર, તેમજ દરેક યોદ્ધો જ્યારે જ્યારે લશ્કરી નોકરી માટે બોલાવવામાં આવે ત્યારે અથવા કોઇ નિર્યમિત લશ્કરમાં જોડાયલો હોય ત્યારે ૧૯૧૧ ના લશ્કરી કાયદા અને તેના પેટા કાયદા પ્રમાણે ચાલવા માટે બંધાયલો રહેશે. એટલે કે જો તે હાજર ન થાય તો તેને પકડીને લશ્કરી કોર્ટમાં લશ્કરી કાયદા પ્રમાણે સજા કરવામાં આવશે.

**પગાર ભથ્થાં વગે-**

દરેક ઉમેદવારને કેળવણી લેતી વત તેમજ નોકરી કરતી વખતે નીચે પ્રમાણે પગાર ભથ્થાં વગેરે મળશે:-

ઓનરરી લેફ્૦ અને સુબેદાર માસિક ... રૂ. ૧૩૦

,, બીજા ,, અને જમાદાર રૂા. ૭૫

| | | | | |
|---|---|---|---|---|
| હવાલદાર | ... | ... | ... | રૂા. ૨૫ |
| નાયક | ... | ... | ... | રૂા. ૨૨ |
| લેન્સ નાયક | ... | ... | ... | રૂા. ૧૮ |
| સિપાઈ | ... | ... | ... | રૂા. ૧૬ |

ઉપરાંત ખાવાપીવાનું, રહેવાનું, કપડાં અને ભથ્થું

અરજી મંજુર કરાવવા તેમજ કેળવણી લેવા તેમજ નોકરી પર હાજર થવા માટે જે ઉમેદવારને મુસાફરી કરવી પડે તે માટે:—મફત રેલ્વે ભાડું જવા આવવાનું ; સ્ટેશન સુધી રસ્તો હોય તો ૧૫ માઇલે બે આના. અને મુસાફરી દરમ્યાન રોજના ચાર આના ભથ્થું.

## કાશી સ્મારક ગ્રંથમાળાની

## :: બે અપૂર્વ યોજનાઓ ::

(૧) જ્ઞાન સાથે ગમ્મત આપે તેવાં ૩૦ પુસ્તકો,
રૂ ૩૭ા ની કિંમતનાં રૂ. ૧૬)માં.

(૨) ગમ્મત સાથે જ્ઞાન આપે તેવી ૨૫ નાની
લીલી જ્ઞાન પોથીઓ. રૂ ૫)માં

વિગત માટે લખો:—

મુદ્રક : મુદ્રણસ્થાન
કેશવ હ. શેઠ
ખડાયતા મુદ્રણકળા મં
ચાર રસ્તા, અમદાવાદ.